# ખોલકી અને નાગરિકા

[ વાર્તા સંગ્રહ ]



લેખક

શ્રી. સુન્દરમ



ગતિ

પ્રકાશક

જયન્તિ દલાલ

ગતિ અને રેખા

અમદાવાદ



મુદ્રક

નરોત્તમ પંડ્યા

સુભાષ પ્રીન્ટરી

અમદાવાદ

'ભોલકી અને નાગરિકા' ગતિના પહેલા પુસ્તક તરીકે જનતા આગળ રજુ થાય છે.



થોડા મિત્રોની મૂંઝવણ અને વિચારણામાંથી 'ગતિ અને રેખા' જન્મ્યાં છે. વાંચક અને લેખક વચ્ચે આજે પારાવાર અંતરાયો છે. બન્નેની દશા અસહાય બની છે. વાંચકની અભિરુચિ સંતોષવા સાથે રસવૃત્તિ વધારે, અને સાથે સાથે વાંચનને બહુમૂલો એટલે ત્યાજ્ય એવો શોખ ન બનાવે એવી દ્વિમુખી વિચારણા ગતિ અને રેખાના મૂળમાં છે.



ગૂજરાત આગળ આ પ્રકાશન સાદર કરતાં એક જ વસ્તુની ખેવના રાખીએ છીએ. ગતિ અને રેખાને એક વર્ષની મહેતલ મળે. જો એ દરમિયાન જનતાને સંતોષ ન જણાય, કે અમે અમારી વિચારણામાંથી હટી ગએલા લાગીએ, તો ખૂશીથી એને ફંગોળી દેજો.

ગતિ અને રેખા

મારી આ વાર્તાઓ રજૂ કરતાં એટલી માગણી જ કરવાની છે કે વાચકો પોતાને માટે શક્ય હોય તેટલી રીતે પોતાના પૂર્વગ્રહોમાંથી મુક્ત બની, એ વાર્તાઓમાં આવતાં કેટલાંક પાત્રોને, બને તેટલા સમભાવથી સમજવા પ્રયત્ન કરે.

ત્રિભુવનદાસ પુ. લુહાર

અષાઢ પૂર્ણિમા, ૧૯૯૫
૧લી જુલાઈ ૧૯૩૯
અમદાવાદ

# ખોલકી
# અને
# નાગરિકા

*

[ સુન્દરમ્ ]

'રાત આઈ હૈ નયા રંગ જમાને કે લિયે.'

મેં માન્યું હતું કે એ પૂરેપૂરા નાગર હશે. પણ અમારા વિવાહ થયા પછી તેમને જમવા બોલાવેલા ત્યારે મને કંઈક જુદું જ દર્શન થયું. એમણે પોતાની થાળીમાંથી મસાલાવાળી દાળ, તળેલાં ભજિયાં અને પાપડ, ફુદીનાની ચટણી અને પૂરી ઉપ-ડાવી લેવડાવ્યાં. 'જમાઈરાજ, આ શું કરો ?' મારાં આકરાં દાદીમા બોલી ઉઠેલાં. પણ તે તો મૂંગા જ રહ્યા. મારી વિધવા માસી ગાંધી-જીનું 'મંગળપ્રભાત' હમણાં રોજ વાંચતી હતી, તેણે ડાવકાઈથી કહ્યું, 'કદાચ વ્રત લીધું હશે.' મારી સમજુ બાએ જમાઈનું કોઈ અપમાન કરે છે એવા ભાસને રોકવાને, પરંતુ પૂરી ખાનદાન ચીડથી કહ્યું, 'મહારાજ, દાદાજી માટે ગોળનો શીરો કરેલો છે તે અને મોળી દાળ અને શાક લાવો.' મારી નાનકડી ચબાવલી બેન પ્રીતિ આ દરમિયાન એમનું ક્યારની નિરીક્ષણ કરતી હતી. મને થયું એ જરૂર કંઈ અળ-વીતરું કરવાની. તે હસતી હસતી બોલી, 'ઓ, તમે તો ખાદી પહેરતા લાગો છો ! તે આવાં જાડાં ધોતિયાં તમે કેમ કરીને પહેરી શકો છો ?' અને એમની નાજુક કાયા જોઈ બધાં હસી પડેલાં. પોતાની મુદ્રાને સ્થિર ગંભીર રાખી તે આવું કૈંક બોલેલાઃ 'જીવનમાં આથી યે વધારે સંકટ વેઠવા તૈયાર રહેવું જોઈએ.' તે દિવસે મેં કેટલી હોંશથી એમને માટે પાન તૈયાર કરેલું, હૃદયના આકારનું જાણે. તેમાંથી તેમણે

માત્ર લવિંગ જ ખેંચી લીધું. અને ઉભરેલું પાન પાછું લઈને પ્રીતિ મારી પાસે આવી. હું તો સ્તબ્ધ જ થઈ રહી. મેં પ્રીતિને કહ્યું, 'ખાઈ જા તું.' તે નાકનું ટેરવું ચડાવી બોલી, 'છીઃ એવાં કોઈનાં તરછોડેલાં પાન કોણ ખાય?' જિંદગીનાં વીસ વરસ સુધીમાં ભેગા કરેલા મારા ઉમળકા ઉપર એ કેવું ઠંડું પાણી રેડાયું હતું!

મારું નાગર મન તો બોલી ઊઠ્યું: 'અરે જે માણસ તળેલું શાક ને સોપારી ખાતાં વિચાર કરે તે કઈ વસ્તુનો વિચાર કરતાં પાછો ન પડે?' પણ મારા અંતરાત્માએ કહ્યું: 'નહિ, મારે તો એ જ. આવો અભિજાત સ્વામી મને બીજે કયાં મળવાનો છે? આવો પ્રથમ વર્ગનો એમ. એ., હીરા જેવી ચમકદાર બુદ્ધિવાળો, ચંપાના ફૂલ જેવો સોહામણો, શાંતપ્રશાંત, ધીર ગંભીર. અમે નાગરો માનવ-જાતિમાં રત્ન છીએ. અને એ નાગરોમાં એ રત્ન જેવા છે. આવું રત્નાતિરત્ન મેળવવું એ ઓછી ધન્યતા છે?'

અમારા ચાલીસેક માણસના કુટુંબમાં એકાંત મળવું મુશ્કેલ છે. પણ તે દિવસે સત્યનારાયણની કથા અમારે ત્યાં નીચેના ચોકમાં થતી હતી. એટલે બધાં ત્યાં જ ભેગાં થયાં હતાં. પણ એ ત્યાં ન હતા. માળે માળે તેમની શોધ કરતાં મેં તેમને અગાસીમાં શોધી કાઢ્યા. ચંદ્રમાને અજવાળે તેઓ તકલી કાંતતા હતા. મેં તેમને કહ્યું, 'તમારી છબી મને આપશો?' તે હસ્યા એમ મને લાગ્યું. 'જીવનમાં એવી ક્ષુદ્ર અમરતા સાધવા મેં ઇચ્છ્યું નથી.' મેં વિચાર્યું, 'એમની છબી કાગળ પર પડે તેના કરતાં અંતરમાં જ પાડી લઉં તો વધારે સારું નહિ?'

અને જુઓ નવાઇની વાત. ત્રીજે દિવસે પ્રીતિ એમની એક

૨૧૫૫૯

છબી લઈને મારી પાસે આવી. છબીમાં તે આરામ ખુરસીમાં પડયા પડયા ઊંઘતા હતા, અને તેમની છાતી ઊપર 'સત્યાગ્રહની મર્યાદા'નું પુસ્તક ઊંધું પડયું હતું. પ્રીતિને મેં પહેલાં તો એક તમાચ જ લગાવી દીધી. સજ્જનની આવી મશ્કરી?...પણ પ્રીતિ આબાદ સ્નૅપ લે છે તેમાં શંકા નથી. અને ટીખળ એને કયાં લેવા જવું પડે તેમ છે? સાહેબ જરા ઊંઘતા હશે ત્યાં આ વાઘણના પંજામાં ઝડપાઈ ગયા. મને થયું. 'શું ખોટું છે? જેવી આ સત્યાગ્રહની મર્યાદાને તેમણે હૃદય ઉપર ધારણ કરી છે તેમ હું પણ આ છબીને મારે હૃદયે ધારણ કરીશ.' અને મારું મનોગત જ જાણે ઉચ્ચારતી હોય તેમ મારી મીંઢી ઠાવકી વસુધા ભાભી બોલી, પરણેલી સ્ત્રી જ કરી શકે તેવું સ્મિત કરીને, કે 'મોટીબા, આ લાડકવાયાની પ્રતિમાનાં છાનાં પૂજન કરજો.'

છબીનું તો ઠીક પણ તે ક્ષણે અગાસીમાં તેમણે મને પેલો પ્રૌઢ સંકલ્પ બળવાળો જવાબ આપ્યો ત્યારે મેં કહેલું કે, 'મને તમારું કંઈક સંભારણું તો આપો!' તેમણે અવાજમાં જરા પણ કંપ લાવ્યા વગર કહ્યું, 'શું?' હું તેમની વધુ નજીક ગઈ. અને તેમના બાહુ સાથે મારું હૃદય દબાવી તેમના ગળા ઉપર હાથ નાખવા ગઈ. તે હાથને તેમણે અદ્ધર જ પકડી લીધો. મેં ધાર્યું તેઓ મને આલિંગન આપે છે. પણ મારા હાથને નીચો નમાવી દઈ મારાથી અલગ સરીને બોલ્યા, 'આપણે જીવન કઈ રીતે શરૂ કરવું છે? સ્નેહથી કે વિલાસથી?' એ પ્રશ્નનો જવાબ મારાથી અપાય તેમ ન હતું.

ત્રીજે કે ચોથે દિવસે તેમનો કાગળ આવ્યો: 'કલ્યાણિ! સ્નેહ સહચાર અને સેવા એ મારાં જીવનસૂત્રો છે. તું મને તે આપી શકીશ તો મારે એથી વધુ તારી પાસેથી કાંઈ નહિ જોઈએ. જીવનના

આદર્શને સાધવા માટે એવી એકે વસ્તુ નથી જેનો ત્યાગ કરતાં હું અચકાઉં. આદર્શને ખાતર સર્વસ્વનું સમર્પણ કરવાનું બળ તું પણ કેળવીશ તો હું રાજી થઈશ.'

અમે પરણ્યાં. એ તો જો કે હજી લગ્ન માટે ઉતાવળમાં ન હતા. પણ પરણવામાં એકલું પરણનારાંઓને જ લાગતુંવળગતું નથી હોતું. એક લગ્નમાં અનેકનાં હિત સંડોવાયેલાં હોય છે, અનેકના અનેક રસોની તૃપ્તિ હોય છે. મને સૌ કોઈએ અભિનંદનોથી દાટી દીધી.

માણસને જીવન મળ્યું છે એ જ ઓછા આનંદની વાત નથી ? એ જીવનમાં જ્યારે યૌવન મળે છે, અને યૌવનમાં સ્નેહ મળે છે ત્યારે તેથી વધારે પ્રાપ્ત કરવા જેવું જગતમાં કાંઈ બાકી રહેતુ નથી. જીવનને ભરી દેતા કોઈ ધોધમાર પ્રવાહના અવતરણની પ્રતીક્ષામાં હું બેઠી હતી. પણ એ પ્રતીક્ષામાં દિવસો ગયા, મહિનાઓ ગયા...ઓહ આજે વિચાર થાય છે કે કદાચ...ના, પણ એ તો નહિ કહું કોઈને ય. મને શું સુખ નથી ?

અમારે તો 'ગામમાં સાસરિયું ને ગામમાં પીયરિયું'ની પેઠે 'પોળમાં સાસરિયું ને પોળમાં પીયરિયું' પણ ઘણી વાર હોય છે. જો કે સાસરું મારું પાડોશની પોળમાં હતું. પાંચ મિનિટનો જ રસ્તો. એકાદ અર્ધો ફર્લાંગ પણ નહિ. પણ આ ઘેરથી તે ઘેર પહોંચવાને હૃદયને કેટલા જોજન ચાલવા પડયા છે તે તો હું જ જાણું છું.

છોડને તો નાનો ધરુ હોય ત્યારથી જ એને ફળવાની જગા ઉપર લઈ જઈને રોપ્યો હોય તો વગર વિલાયે ઊછરી જાય. જે છોડને

બીજી જગાએ વાવવાનો છે તેને પહેલી જગાએ ઘણો મોટો થવા દીધા પછી બીજી જગાએ વાવો તો ત્યાં એ ચોંટે તો ખરો, પણ ચોંટવા પહેલાં તે ઘણો વખત વિલાયેલો રહે છે. સ્ત્રીના હૃદયછોડની કૂંપળ પણ ચીમળાય નહિ તેવી કલમ કરવાની સંપૂર્ણ રીત, વનસ્પતિજગત માટે શોધાઈ છે તેવી, હજી માનવજગત માટે શોધાઈ નથી. પણ બીજે ઠેકાણે હૃદયને રોપવાની એ વેદના પણ મીઠી હતી, બહુ મીઠી હતી. વેદનામાં પણ ઘણું સુખ હોય છે. નહિ ?

સદ્ભાગ્યે મારા પીયરની અને સાસરાની રહેણીકરણીમાં ઘણો ફેર ન હતો. સાસરિયાં પણ ખરાબ ન કહેવાય.

સાસુ એમની ભવ્ય રીતે સહેજ આંખ ઢાળીને મોગલની છટાથી મારા પર કૃપાદૃષ્ટિ રાખતાં હતાં. મારી બે નણંદો મારી સહિયર થવાનો પ્રયત્ન કરતી હતી. પ્રીતિ પણ સાથે આવી હતી. એણે તો આખા ઘરને જીતી લીધું હતું. ઘણાંને એમ પણ થતું હશે કે આ પ્રીતિ મોટી હોત તો આ મારા જેવી મોટી મૂંગી વહુને બદલે એને જ વહુ તરીકે લઇ આવત.

મારી નણંદો તો ભાઇનાં વખાણ કરવાનું જ કામ આખો દિવસ કર્યા કરતી. મારા વરને અનેક રીતે તેમણે મને ઓળખાવ્યો. ભાઇ તરીકે એ કેટલા માયાળુ છે, કે પુત્ર તરીકે કેટલા આજ્ઞાંકિત છે, વિદ્યાર્થી તરીકે કેટલા હોશિયાર છે, અને માણસ તરીકે કેટલા બધા પ્રિય છે તે મને જાણવા મળ્યું. તેમણે વાંચેલાં પુસ્તકોનું એક આખું કબાટ મને નણંદોએ બતાવ્યું. 'ભાભી, આ ચારસોક પાનાની નવલકથા તો ભાઇ બે કલાકમાં પૂરી કરે.' ટેબલ પર પડેલી એક ચશ્માંની

ડાબલી મેં ઉપાડી, ત્યારે નાની નણંદ બોલી ઊઠી, 'એ તો તડકાનાં ચશ્માં છે. ભાઈની આંખો તો બહુ જ સારી છે.' મારાથી તેની સામે સહેજ કટાક્ષપૂર્વક જોવાઈ ગયું. મોં મલકાવીને મેં માત્ર એટલું જ પૂછ્યું, 'એમ કે?' અરે બિચારી, એ મારું કહેવાનું શેની સમજી હોય?

હા, એમની આંખો બહુ જ સારી છે, સુંદર છે. પણ ચોપડી વાંચવા માટે જ આંખનો ઉપયોગ કરનાર એ મહાનુભાવને એનું ભાન પણ નહિ હોય. પણ હું તો મને પોતાને ધન્ય માનું છું કે નાગરી ન્યાતમાંથી મને ચશ્માં વિનાનો વર મળ્યો. ઓ બાપ, એ ચશ્માંના કાચ પાછળ લાંબી પહોળી થતી આંખોવાળા માણસ પર કોઈને પણ હેત કેમ ઉપજી શકે? હું ધારું છું કે ઘણાખરાને પરણ્યા પછી જ ચશ્માં આવતા હશે. અને પરણ્યા પહેલાં જેને ચશ્માં આવ્યાં છે તેઓને જોવાની પરણનારીઓને આંખ જ નહિ હોય.

આ તો લગ્ન પછીના શરૂઆતના દિવસોની વાત. હું વિધિપૂર્વક સાસરે તો થોડાંએક અઠવાડિયાં પછી ગઈ. આ ઘરથી તો હું પરિચિત થઈ જ ગઈ હતી. ઘરમાં મારા આણાનો ઉત્સવ હતો. તેમાં એમને આજે નોકરી મળ્યાની ખબર હતી. બહુ મોટી નોકરી હતી. એ તો એની ચર્ચામાં જ મિત્રો સાથે પડી ગયા હતા. અને ઘણી બધી યોજનાઓ વિચારતા હતા.

બે ફૂટના વ્યાસવાળા, વાનીઓથી ખીચોખીચ ભરેલા, જર્મન સિલ્વરના થાળમાંથી અમે નાના નાના કોળિયે, હળવે હળવે મરકતે મોઢે જમ્યાં. જમવાનું કામ અમારે કરવાનું હતું. બાકીના બધા કામ

માટે તો નોકરો હોય જ. પાનબીડાં ખાઈને અમે જરા આડાં પડયાં. મને તો દિવસે ઊંઘ આવતી નથી. મેં છાપાં વાંચવા માંડયાં. નાની નણંદ પણ મારી સાથે મારા છાપામાં મોં ઘાલીને વાંચવા લાગી. ચિત્રો જોતી જતી, બોલતી જતી, ભાભી આ શું, ભાભી તે શું એમ પૂછતી જતી હતી. એ કેટલી મારી સાથે હળી ગઈ હતી ! મારી પ્રીતિને પણ એ ભુલાવી દે તેવી ન હતી ?

છાપાં પછી માસિકો જોયાં. પણ એમાં મને કંઈ બહુ રસ ન પડયો. 'નવજીવન' આખું ગાંધીજીએ અસ્વાદવ્રત અને કાચા ખોરાકના પ્રયોગોથી ભરી દીધું હતું. 'પ્રસ્થાન'માં પેલા કોક વૈદે પંદર પાનાં ભરી ખોરાકની ચર્ચા કરી હતી. અરે, સ્વૈરવિહારમાં પણ ખોરાકની જ ચર્ચા ! કિશોરલાલનો એક લાંબો લેખ ચીપિયો લઈને ઊભેલા ખાખી બાવા જેવો ડોળા ઘુરકાવતો મારી સામે પડ્યો હતો. 'કુમાર'માં અખાડાવાળાની કેટલીક છબીઓ છાપી હતી. દૈનિક છાપામાં પુસ્તકાલય પરિષદનાં ભાષણો, વ્યાયામ સંસ્થાઓનો અહેવાલ, અને સેવાદળની યોજનાઓ ઉભરાતી હતી. બે ફૂટના વ્યાસવાળો થાળ ભરીને ખાધા પછી આ ખોરાક હજમ કરવો મુશ્કેલ હતો. ગમે તેવા અનિદ્રાના રોગીને પણ ઊંઘ લાવે તેવી સમર્થ આ સામગ્રી ન હતી ? પણ હું ઊંઘી નહિ.

પ્રીત જમવા માટે મારી સાથે આવી હતી. એ અને મારી નણંદો ઠીઠિયા કર્યા કરતી હતી. પ્રીતિએ એમની કરેલી મશ્કરીઓનો ઇતિહાસ અપાતો હતો. એક વાર આરામ ખુરશીના કપડાની લાકડી કાઢી લઈ તેમને કેવા લંબાસને બેસાડયા હતા, કોટના ખિસ્સામાં કેવી ટાંકણીઓ ખોસી હતી, વગેરે. આની સામે નણંદો પોતાના ભાઈનાં લક્ષણો હોશિયારી બધું વર્ણવતી હતી.

બપોર નમવા આવ્યો. પણ એ અને એમના મિત્રો ઉપરના ઓરડામાં હજીએ બૂમો પાડીને વાતો કર્યા કરતા હતા. એમની બપોરની ચા અમારે ઉપર જ મોકલી આપવી પડી અને અમારે એકલાં એકલાં જ ચા પી લેવી પડી. સાંજના પાંચેક વાગે એ અને મિત્રો ધડબડ ધડબડ દાદરો ઊતરી ફરવાને ચાલ્યા ગયા. હું ત્યાં બારણા પાસે ઉભી હતી. પણ મારા તરફ સહેજ નજર નાંખવાની પણ એમને ક્યાં ફુરસદ હતી?

એમના ગયા પછી ઘર સૂનું થયું. નાની નણંદો મને ઘર બતાવવા લઈ ગઈ. હા, મારા ભાવિ સામ્રાજ્યનું મારે નિરીક્ષણ કરી લેવું જોઈએ ને? ત્રીસ ચાલીસ માણસો રહે તેવું, અનેક ઓરડાઓવાળું ત્રણ માળનું એ મકાન હતું. અનેક બારણાં ઓળંગતાં, બારીઓ ઉઘાડતાં, નાની મોટી સીડીઓ ચડતાં, અમે ત્રીજે માળે આવ્યાં. ત્રીજે માળે અર્ધો ભાગ ખુલ્લી અગાસીનો હતો. અને અર્ધામાં બે સુંદર ખંડ હતા. બંનેમાં પુષ્કળ હવાઅજવાળું આવે તેવી બારીઓ હતી. બંને ઓરડા અત્યારે બંધ હતા. એકનું બારણું ખોલતાં નણંદ બોલી, 'આમાં મોટાભાઈ વાંચે છે. કોઈને પણ તેમાં જવાની રજા નથી. એટલે તો એ હંમેશાં ફર્સ્ટ કલાસમાં આવે છે.' ખંડમાં એક જ ખુરશી અને મોટું ટેબલ હતું. ભીંતને અડીને એક લાકડાની પાટ હતી. અને તેના ઉપર એક શેતરંજી પડેલી હતી. ટેબલ પાસે એક ઘોડા ઉપર પુસ્તકો ખડકેલાં હતાં. પુસ્તકોની પીઠ ઉપર સોનેરી તથા રાતા પીળા અક્ષરોમાં લખેલાં નામ અનેક માણસોની આંખો પેઠે જાણે તાકી રહ્યાં હતાં. હા, એમની આંખો આ બધાંને માટે જ હતી.

બીજા ઓરડાઓમાં પેસતાં નણંદ બોલી; 'આ ખંડ મને બહુ

વહાલો. અહીં કદી બા કે બાપાજી સુવે. પણ આપણે તો રોજ સુવાનાં. મને બીજે ક્યાંયે ઊંઘ જ ન આવે. પણ ભાભી, કોણ જાણે બાએ આજે મારી બધી ચીજો ઉપાડી લેવડાવી છે. મેં પૂછ્યું તો કહે, 'તારી ભાભી માટે.' તે ભાભી તમારે નીચેનો ઓરડો ન ચાલે ?' હું જરાક હસી ને મૂંગી જ રહી. મારા હસવાથી મૂંઝાતી હોય તેમ તે જરા છોભીલી પડી ગઈ. પણ ઘડી વારમાં એની વાતોનો પટપટાટ શરુ થઈ ગયો. ઓરડામાં એક મોટો પલંગ હતો. ભીંત ઉપર કેટલાંક સરસ ચિત્રો હતાં. એક ખૂણામાં ગાંધીજીની છબી હતી. પણ નણંદ તો પલંગની કથામાં જ મશગુલ હતી. 'એ ભાભી, આ પલંગ પરથી તો મેં કેટલાય ભૂસકા માર્યા છે.... અને એ મારી ઢીંગલીની આખી જાન બે રાત લગી મેં અહીં સુવાડી હતી.' વગેરે... દસેક વરસની નણંદ હજી છોકરી જ હતી. તેની નજર એકદમ અગાસીમાં ગઈ. અગાસીની પાળી ઉપર બે કબૂતર ગેલ કરતાં હતાં. બિલાડી ગુપચુપ ખૂણામાં આ કબૂતર પર તરાપ મારવા બેઠી હતી જાણે. નણંદે બિલાડીને 'મિયાઉં' કરીને ભગાડી મૂકી. નીચેથી બૂમ પડી: 'ચાલો જમવા.' નણંદ હરણીની પેઠે છલંગતી દોડી. હું અગાસીમાં ઘડીક થંભી ગઈ.

બે જ ઓરડાનાં બારણાં ખુલ્લાં હતાં. એકમાં એમની વિદ્યા હતી. બીજામાં જ્યાં એમની બેન હતી ત્યાં હવે હું આવવાની હતી.

સંધ્યાના રંગ દૂર હરિયાળી ક્ષિતિજમાં ફેલાતા હતા. અને અનેક મકાનોનાં, સમુદ્રની તરંગિત સપાટી જેવાં છાપરાંઓ ઉપર સોનેરી કિરણો વેરાતાં હતાં. નગરનો ઘોંઘાટ પણ શાંત થતો જતો હતો. રાત આવતી હતી. મારું હૃદય એને વધાવવા ઉલ્લસિત થયું.

ત્રીજનો ચંદ્ર ઝળહળવાની તૈયારીમાં હતો. એકાએક સંધ્યાએ રંગોનો પંખો સંકેલી લીધો. ત્રીજ ઝબકી રહી. ક્યાંક પાસેથી સંગીતની એક મહા તરંગિત તીવ્ર લહરી આકાશમાં હવાઈની પેઠે ઊડી.

'રાત આઈ હૈ નયા રંગ જમાનેકે લિયે.'

ઓરડાનાં બારણાં વાસી હું નીચે ગઈ.

તે રાતે મેં ન જેવું જ ખાધું. બપોરનું હજી પૂરું પચ્યું પણ ન હતું. એ તો ખાઈને ક્યારના ઉપર ગયા હતા. બધાં જમી રહે ત્યાં લગી હું રસોડામાં જ રહી. એટલાં બધાંને જમતાં જમતાં ય ઠીકઠીક મોડું થાય જ. નોકરો ચોકમાં વાસણો માંજતા હતા ત્યારે અમે હીંચકા ઉપર પાન બીડાં બનાવતાં હતાં. એક પાન ઉપાડીને નણંદ બોલી, 'ભાઈને આપી આવું છું ઉપર.' તેના ફ્રૉકની ચાળ પકડીને સાસુએ રોકીઃ 'રહેવા દે, ભાભી લઈ જશે એ તો.' અરે રામ, એ વળી ક્યારે પાન ખાય છે?

પાનનો કાર્યક્રમ ચાલતો હતો ત્યાં પેલી પાડોશણ આવી. મહા બાઘેલ. એ આખા લત્તામાં જાણીતી હતી. પણ શી એની બોલીની મીઠાશ, અને એ અજબની આંખો. જાણે જગતમાં એ જ એક છે. પણ મને જોઈને એ જરા ઢીલી પડી જતી હતી. સાસુજીએ તેને હોંશિયારીથી વળાવી દીધી. 'ચાલ બાબી, તું વહેલી સૂઈ જાય તો કાલે તને ફરવા લઈ જાઉં.' 'હા હા' કરતી નણંદ ઊભી થઈ. સાસુ ઊભાં થયાં, હું ઊભી થઇ. પાડોશણને પણ ઊભાં થવું પડ્યું. બે ય ઢીંચણ પર હાથ ટેકવીને સાંધા દુખતા હોય તેમ મોં બગાડતી તે ઊભી થઈ. 'કેમ, વા થયો છે કે શું?' સાસુજીએ પૂછ્યું. 'હા,

બળ્યું, આ સાલ તો બહુ રસ ખાધો છે. હાડકાં કળે છે, પણ ખાધા વગર રહેવાતું નથી.' 'હા, હા, સમજ્યાં. તું તો એ જ લાગની છે.' સાસુજીએ કહ્યું. એમની આંખમાં તો એવા શબ્દો હતા કે સંધિવા શું, તને તો રોમેરોમે કીડા પડવા જોઈએ. પાડોશણ જરા લંગડાતા લહેકાતા પગે ચાલી. તેના મોં પર એક વિષાદ દેખાયો. 'ઓ રામ, આ બુઢાપણ કેટલું વહેલું આવે છે. કોઈને ય અખંડ જુવાની ન મળે, મધુ બેન ?' કહી તે પગથિયાં ઉતરવા લાગી. બારણાં વાસતાં સાસુ બોલ્યાં, 'મેર તું, અખંડ જુવાની માગી દુનિયાનું નખોદ વાળવું છે તારે ?' બારણાનો આગળો વાસી તે પાછાં ફર્યાં. નોકરો માંજેલાં વાસણો ખણખણાટ સાથે આઘાંપાછાં કરતા હતા. સસરાજીના હુક્કાનો ગુડગુડાટ ઉપરના માળેથી આવતો હતો.

'બા વાજું વગાડું ?' નણંદીને તુક્કો સૂઝયો. 'પેલી નવી રેકર્ડ ભાભીને સંભળાવીએ.' 'કાલે સંભળાવજે.' કહી સાસુએ તેને રોકી. અંધારામાં છતની પાસે છુપાયેલા ઘડિયાળે ઘેરા મીઠા અવાજે દસના ટકોરા વગાડયા. સાસુજી મારા તરફ ધીમે પગલે આવ્યાં ને એમનામાં મેં કદી ન દીઠેલી કોમળતાથી બોલ્યાં: 'જાઓ. સૂઈ જાઓ. એ વૈદિયાને કહેજો કે આજે થોડું વાંચીશ તો ચાલશે. રોજ બાર વગાડવાના ન હોય.' અને નણંદ બોલી ઊઠી, 'બા મને ઉપર સૂવા જવા દે ને. ભાભી સાથે સૂઈ જઈશ. મસ્તી નહિ કરું.' કંઈ પણ બોલ્યા વગર વજ્જરની પકડથી તેનો હાથ પકડી સાસુજી તેને લઈને સસરાજીના ઓરડામાં જવાને રસ્તે ચાલ્યાં ગયાં.

સૌથી ઊંચે મજલે બેઠેલા પતિ પાસે પહોંચવાને મેં ચડવા માંડયું. કેટલાં ય બારણાં ઓળંગ્યાં, કેટલી ય સીડીઓ ચડી. જાણે ચડવાનો પાર જ ન હતો આવતો. ઓરડા પછી ઓરડા મારી નજર

આગળ ઊખડતા હતા. કહે છે કે એક વખતે આ બધા વસ્તીથી ભરચક હતા. પણ આજે એ એકલા જ કુળદીપક રહ્યા હતા. શું વળી એ ઓરડા પાછા ભરચક બનશે? મારા હૃદયમાં કોક અગમ્ય થથકારો થઈ આવ્યો. મારા પગ કોક ઝાલી રાખતું હોય તેમ મને લાગ્યું. અનેક યુગ વટાવીને જાણે હું ત્રીજે માળ પહોંચી. ઉપર આવવાને હઠ કરી રહેલી નણંદલનો અવાજ નીચેથી આવતો હતો.

એ પોતાના ખંડમાં બારણા તરફ પૂંઠ કરી ટેબલ પાસે ટેબલ-લૅમ્પના પ્રકાશથી વાંચતા બેઠા હતા. એમનો પડછાયો આ તરફના બધા ઓરડામાં વ્યાપ્યો હતો. મારો પગરવ સાંભળી તે મારા તરફ મોં ફેરવ્યા વિના બોલ્યાઃ 'પાસેના ઓરડામાં બેસો. તમને બોલાવું છું હમણાં.'

હું ચોંકી. આ શું બોલે છે? એમની ઑફિસમાં હું મુલાકાત લેવા આવી છું? ઘડી ભર હું બારણાની બારસાખને હાથ દઈ ઊભી રહી. એમની પત્થર જેવી સ્થિર પીઠ મેં ઘડીક જોયા કરી. મારી આંખોથી જાણે એ વીંધાતા હોય તેમ તે બોલ્યા, 'જરા બારણું બંધ કરી આપજો.'' હું બારણું વાસીને બહાર અગાસીમાં નીકળી ગઈ.

વૈશાખનો પ્રચંડ પવન ફૂંકાતો હતો. છાપરાંનાં નળિયાં મહા-મહેનતે જાણે છાપરાને વળગવા મથી રહ્યાં હતાં. અગાસીના ખૂણા-માંથી પવન સીસકારા મારતો હતો. હું અગાસીની પાળી પાસે ગઈ. અહીં જ આજ સવારે કબૂતરની જોડલી રમતી હતી. મને બિલાડી યાદ આવી. તેને નસાડનારી નણંદ યાદ આવી. આ એમની વિદ્યા પણ બિલાડી નથી? મને થયું, એને નસાડનાર કોઈ નણંદ નહિ

આવે ? મને થઈ આવ્યું, ચાલ નીચે જઈને હિજરાતી નણંદને ઉપર મારી પાસે ખેંચી લાવું.

પણ પહેલી રાત તો મારે બગાડવી નથી જ એવો સંકલ્પ કરી હું બીજા 'અમારા' ઓરડામાં ગઈ. લાઇટ કર્યું. વીજળીની ચાંપે કટ અવાજ કર્યો. આ અવાજે પણ એમનો ધ્યાનભંગ કર્યો હશે! મારામાં એકદમ કોક વસ્તુએ વળ ખાધો. બળ્યું એમનું ધ્યાન! નણંદીને પેઠે આ પલંગ પરથી ભૂસકા મારવાનું મને મન થઇ આવ્યું. મને થયું, લાવ કોલાહલ કરી આખું ઘર ભરી દઉં. બારી બારણાં અફાળું, કબાટ ધધણાવું, ખુરસી પછાડું, ટેબલ ખસરાવું, અને આ પલંગની ચાદર લઈ એમને એમાં ગૂંગળાવી મારું. મોટા ધ્યાની થઈને બેઠા છે તે. 'બારણું બંધ કરી આપજો જરી.' બોલ્યા! પણ શરમ નથી આવતી એમને! અરે, એકેએક બારણું તોડી નાખીશ!

ના ના, પણ હું નાગર. નાગર કન્યા. મારી ગુલાબી પાનીઓ પર શાંતિપૂર્વક ચાલતી હું ટેબલ પાસે ગઇ. ટોયલેટની ખુશબોદાર વાની-ઓથી તે ભરચકક હતું. મારી નણંદની જ વસ્તુઓ હશે. અરી-સામાં પાછળથી પ્રકાશિત થતું મારું મુખ મેં જોયું. પાવડરનું પફ મેં ગાલે અડાડયું. અને મને રોમાંચ થઇ આવ્યા. રોજ ગાલે પાવ-ડર લગાડું છું. પણ આજે આમ કેમ? અનેક મનોરમ વિચારો કરતાંકરતાં મેં એ ફૂમતાને ગાલ ઉપર ફેરવ્યા કર્યું. કોક સુકોમળ પંખીનાં આ સુંવાળાં પીંછાં! તમારા કરતાં પણ ગોરા માલ વધારે સુંવાળા છે. અને એના કરતાં પણ વધારે.......હશે, જવા દો.

બળ્યું આ અજવાળું! એના કરતાં અંધારું હોય તો સારું. હું

લાઈટ હોલવવા ઊભી થઈ. સ્વિચ ઉપર મારો હાથ ગયો ન ગયો ત્યાં તેમનો અવાજ આવ્યોઃ 'આવો ને!'

એ 'આવો ને!' માંના 'ને' એ મારો ક્રોધ હરી લીધો.

બે ઓરડાની વચ્ચેના બારણામાં થઈ હું તેમના ઓરડામાં ગઈ. તેમણે ટેબલ પાસે બીજી ખુરશી મૂકેલી હતી. ક્યાંથી આવી એ? પેલી શેતરંજીવાળી પાટ ખાબી બાવા જેવી ઘૃણા ઉપજાવતી પડી હતી. મને થયું, આવતી કાલે આના ઉપર મઝાનું ગાદલું પાથરી દઈશ. તેમણે ખુરસીને હું બેસી શકું તેવી રીતે સહેજ ખસેડી. કેટલી સાલસાઈ!

હું બેઠી. પહેલી વાર તેમની પાસે બેઠી. સામે બેઠી. પહેલી જ વાર અમે બે એકલાં, એકલાં તરીકે, એકલાં બેસવાના હક્ક તરીકે બેઠાં. ટેબલ પર એક ટાઈમપીસ પડયું હતું. એલારામનો કાંટો તેમણે સાડા અગિયાર ઉપર મૂક્યો હતો.

મારું કુતૂહલ સમજી તે જાતે જ બોલ્યા.

'નવાઈ ન પામશો. મારે સૂઈ જવાને એલારામ મૂકવું પડે છે. નહિ તો કેટલું મોડું થઈ જાય તેની ખબર નથી પડતી. બે ત્રણ પણ વાગી જાય છે. વહેલા ઊઠવા માટે એલારામ નથી જોઈતું.' પછી કંઇક મારો વિચાર કરતા હોય તેમ બોલ્યા, 'તમે ક્યારે ઊંઘી જાઓ છો રોજ? સંસ્કૃતમાં કાંઇ રસ છે તમને? થોડુંક વાંચવાનું કાઢ્યું છે. સાડા અગિયારે સૂઈ જઈશું. જો કે મને તો હમણાં એક તો થાય છે જ. તમને ઊંઘ તો નથી આવતી ને?'

ઘેરાતી ઊંઘને પાંપણો પરથી મહા મહેનતે ઉડાડતાં હું બોલી,

'ના.' અને તેમણે અત્યંત સંતોષ અને પ્રસન્નતા ભર્યું એક સ્મિત કરી ટેબલ પરથી પુસ્તક ઉપાડ્યું. ત્રણેક ચોપડીઓ અલગ તારવેલી હતી. અને દરેકમાં અમુક અમુક પાનાંઓમાં કાપલીઓ મૂકી રાખેલી હતી. એ વીસપચાસેક કાપલીઓ અર્જુનનાં બાણોની પેઠમ મને વીંધી રહી.

'આ જુઓ.' વિદ્વાન પ્રોફેસરની છટાથી તેમણે શરૂ કર્યું. 'રસરાજ કાલિદાસમાંથી થોડું કંઇક વાંચીએ. તમે જાણતાં તો હશો જ કે કાવ્યેષુ નાટકં રમ્યં તત્ર રમ્યા શકુન્તલા, અને એમાંય ચોથો અંક અને એમાંય વળી તત્ર શ્લોકચતુષ્ટયમ્. એ ચાર શ્લોક આપણા આર્ય જીવનનું પરમ ખુશબોભર્યું ઉમદા અત્તર છે. સાસરે જતી કન્યાને પોતાને થતી વેદના, અને તેના કુટુંબી જનોને, સહિયરોને, તેનાં પાળેલાં પશુઓને, અરે તેણે ઉછેરેલાં ઝાડપાનને પણ થતી વેદના કેટલી અદ્‌ભુત રીતે મૂકી છે. મહાકવિ ગેટે શાકુન્તલને માથે મૂકીને અમથો નથી નાચ્યો.'

અરે, એમણે એ ક્યાં વાંચવા કાઢ્યું? ના, ના, એ વાંચીને તો હૃદય હાથ નથી રહેતું. દરેક કન્યાને સાસરિયે વિદાય કરવાની વેળાએ આ શાકુન્તલનો ચોથો અંક ભજવાય છે. ઓહ, આ જન્મ્યાં ત્યારથી જ્યાં ઊછર્યાં, મોટાં થયાં, રડ્યાં, પછડાયાં, કલ્લોલ્યાં, જ્યાં લાડ કર્યાં, માબાપના ને વડીલોના ખોળા ખૂંદ્યા, એ બધું મૂકીને ચાલવાનું, બધુંય ભૂલી જવાનું. અને તે કોને માટે? હૃદયને કોક નવો અનુબંધ ખેંચે છે. એ ગજગ્રાહમાં પેલો એક નવો માણસ આ બધાંને ખેંચી જાય છે. ઘણું સુખભર્યું દુઃખ છે. એ વેદનાનો અંત પરમ આનંદમાં અથવા કહો કે આનંદની કલ્પનામાં હોય છે. હું વિચાર કરતી બેસી રહી. અને એ એ બધું વાંચી ગયા. એમની

નિર્મળ આંખો સ્વચ્છ બુદ્ધિપ્રકાશ રેલતી હતી. મોતીના દાણા જેવા શબ્દોની માળા તેમની જીભને ટેરવેથી ખરર ખરર સરતી હતી. એમના શબ્દે શબ્દે મારી વેદના પાછી જાગૃત થતી હતી. ના, ના, પણ જીવનમાં એકવાર એ વેદના અનુભવી લીધી તે ઓછું હતું? હજી પણ એ મારે કેડો નહિ મેલે? પણ એ વેદના અનુભવવા હૃદય વારંવાર તલપતું હતું.

'બસ બસ' પોકારવાનું મને મન થઈ આવ્યું. ત્યાં તો તેમણે કશ્યપનાં છેલ્લા શબ્દો સમજાવ્યા. 'જુઓ, જતીજતી શકુન્તલા પિતાને કહે છે બાપા, તમે થાકી જશો. પાછા જાઓ હવે. ત્યારે નિઃશ્વાસ નાખી ડોસા બોલે છે, બેટા જા, આપણી ઝૂંપડીને આંગણે તેં વાવેલા નીવારને જોતાં જોતાં મારું મન ઠારીશ. હવે જા, દીકરી, શિવાસ્તે પન્થાનઃ સન્તુ.'

'બાપા, બાપા!' મારું હૃદય રડી રહ્યું. અને બોરબોર આંસુ ડબકાવતી મારી મા નજર આગળ આવી. 'બાપા તો આટલું ય બોલે છે. પણ આ મૂંગી મા!' બિચારી શકુન્તલા! એને વિદાય વિદાય આપવા મા ન હતી!

કવિ! કવિ! મનુષ્યહૃદયની આ અમર વેદના જગતમાં તારા વિના બીજું કોણ આટલી અદ્‌ભુત રીતે કહી શકયું હોત? એ એક જબરી અકળામણ અનુભવી જાણે મારું મન અને હૃદય થાકી ગયાં. એમણે બીજી ચોપડી ઉઘાડી અને સ્થિરતાથી બોલ્યે ગયાઃ

'સ્ત્રીના હૃદયનું સંવેદન એણે અદ્‌ભુત રીતે ગાયું છે. તેથી તમે સ્ત્રીઓ ફુલાઈ ન જશો. પુરુષ હૃદય ઓછું નથી હોતું હો!' કહી

તેમણે મારી સામે નજર નાખી, પણ તે મારી ઘેરાતી આંખ ભાગ્યે જ જોઈ શક્યા હશે. પોતાના જ્ઞાનમાં ને રસમાં પુરુષો કેટલા ગુલતાન હોય છે! તેઓ બોલ્યે ગયા:

'આ પુરુરવા, કેટલાક એને ગાંડિયો કહે છે. કદાચ કાલિદાસે એકલાએ જ પૂરુષ હૃદયનો સાગરઘેરો પ્રેમ વર્ણવ્યો છે. શું દુષ્યન્ત ઓછો દુઃખી થાય છે? અને આ બાપડો પુરુ ઉર્વશી પાછળ ગાંડો થઈ વનવન ભમે છે. પેલો અજ! અરર, જગતમાં વિલાપ તો અજ જ કરી ગયો! પણ જુઓ આ પુરુરવા. કેટલી અલૌકિક રમણીયતા કાલિદાસે મૂકી છે! પુરુરવા હંસને રોકે છે, કે ઊભો રહે અલ્યા!

'દઈ દે દયિતા મારી, ચોરી છે ચારુ ચાલ તેં.'

તું તારી ચાલ તો મારી ઉર્વશી પાસેથી જ ચોરી લાવ્યો છે.'

અને એમ અનેક ચિત્રો એમના સુરેખ શબ્દોથી ઊભા કરતા ગયા. મારી અર્ધી ઊંઘમાં બીજાં અનેક દ્રશ્યો સાથે એ ચિત્રો વણાતાં ગયાં. આ મિસ્ટર મારે ખાતર પુરુરવા પેઠે ગાંડા થઈ દોડે તો કેવું લાગે! એ ચંપલ, ને એ ધોતિયું, ને એ આ વીસમી સદીની માથે ઊડતી બાબરી ને હાથમાં એકાદ ચોપડી!

એમણે અજનો વિલાપ પણ સંભળાવ્યો. અહા, કેટલું વેધક! પહેલા જ વાક્યમાં એ વીંધી નાખે છે.

કુસુમો પણ અંગ સ્પર્શતાં શકતાં જન પ્રાણ જો હરી,
નહિ શું હથિયાર તો બને હણવા ચહનાર દૈવનું?

પણ એ કોમળ ફૂલ જેવી પ્રિયાનો પ્રાણ વિધિએ ફૂલ વડે જ હર્યો એમાં પણ વિધિનું ડહાપણ જ છે. અરે વાહ, કવિ વાહ, શું તારી કોમળ ભાવના !

અરે પણ, ઊંઘ ઘેરાય છે, અને એ તો વાંચ્યે જ જાય છે !

કરુણાના હૃદય પિગળાવતા પ્રસ્તારને એ બિસ્તારે છે. આહ, એ જાનકીજીનો વિયોગ, એ રામની વેદના, જાનકીજીનો સંદેશઃ

નાથ હું હવે એવું તપ કરીશ કે

**भूयो यथा मे जननान्तरेऽपित्वमेव भर्ता न च विप्रयोग :**

[ જેથી બીજા જન્મ વિષે ય ભર્તા તમે જ હો ના કદી યે વિયોગ ]

અરે સીતા ! આવા ધણીને પણ તું ફરીથી બીજા જન્મમાં પાછી માગે છે ! ના. ના. પણ માગે જ. જો પ્રેમ હોય છે તો તે શું એક જ જન્મમાં પૂરો થઈ જાય ? ચાર દહાડા ચાલતી લાગણીને કોણ પ્રેમ કહેશે ? પણ એવો તો પ્રેમ જ ન હોય એમ આજે ઘણાં કહે છે. ભલે કહે. પણ એવી એક સીતા તો થઈ ગઈ, જેનો પ્રેમ પતિનાં ક્રૂર કર્મો છતાં ઘટ્યો નહિ. કારણ એ પતિનાં સત્કર્મોને કે સદ્ગુણોને વરી ન હતી. પતિના હૃદયને વરી હતી. અને એ હૃદય હમેશાં સ્નેહ ભર્યું ને અચળ હતું. સીતાને છોડયા પછી રામ કદી હસ્યા હશે ? ના. ના. હું પણ માગું કે :

'તમે જ ભર્તા મુજ જન્મજન્મે !'

અરે ગાંડાઈ! આવતો જન્મ છે કે નહિ તેની જ આજે કોઈને ખાતરી નથી ત્યાં વળી એ વાયદાના સોદા!

પણ એ અર્ધી ઊંઘમાં હું કેટલાય જન્મોમાં જાણે ફરી આવી.

એમની ધારા અસ્ખલિત ચાલતી હતી. વચ્ચે વચ્ચે 'સમજ્યાં ને?' 'કેવું સરસ છે!' એવા તેમના ઉદ્‌ગારો નીકળતા હતા. પુરુષો આંધળા તો ખરા જ! અને પ્રેમમાં હોય ત્યારે તો જરૂર! જો કે એ પ્રેમમાં હોય તેવું તેમનું આચરણ તો જરાકે દેખાતું ન હતું.

હું મૂંઝાતી હતી. મિલનની નિશ્ચિતતા થઈ ગયા પછી, મળવાની એ ક્ષણ જેટલી દૂર લંબાય તેટલી મધુર બને છે. હજી જરા થોડી વાર પછી, હજી જરા થોડીવાર પછી. સહજ પ્રાપ્ય વસ્તુને ઘડી વાર અપ્રાપ્ય રાખવાનો પણ કેવો આનંદ છે! એમનાં ચોપડાંઓપડાં ફેંકીને એમને ગળેથી પકડી ખેંચી જવાનું મને મન થયું. પણ હું રોકાને બેસી રહી.

હા. હવે અગિયાર તો થઈ ગયા. માત્ર અર્ધો કલાક જ. એ તો રઘુવંશના, કુમાર સંભવના, સર્ગ ઉપર સર્ગ, શ્લોક ઉપર શ્લોક ઉથલાવ્યે જ જાય છે! વીસ મિનિટ, પંદર મિનિટ, દસ મિનિટ. શંકર પાર્વતીનો સ્નેહ વર્ણવ્યો. ઉમાનું તપ! અરે બિચારાં. સારો પતિ મેળવવા આ દેવલોકોને પણ કેટલું વેઠવું પડે છે! અને આજે સારો પતિ નથી મળતો માટે જાણે સમાજને જ ગુન્હેગાર ગણીને ગાળો દઈએ છીએ અમે!

હાશ ! હવે આ એલારામની ઘંટડી ધણેણશે. ત્યાં તો તેમણે રઘુવંશમાંથી કાંઈક કાઢયું.

'બસ હવે આપણે છેલ્લું વાંચી લઈએ. કાલિદાસની જેમાં બધી ખૂબી ખીલી છે તે આ ઈન્દુમતીનો સ્વયંવર વાંચીએ. આ વેદનાઓનાં કાંતારોમાં ભમી આવ્યા પછી ભારતની મનોરમ સુહરિત રાજ્યલક્ષ્મીઓનાં નિતાન્ત રમણીય દર્શન કરીએ. પહેલાં તો સ્વયંવર વાંચવો જોઈ તો હતો. પણ નહિ. આપણે એ પતિપ્રાપ્તિનો ઉલ્લાસ છેવટે જ વાંચીએ.'

અને અદ્‌ભુત કલ્લોલમાં તે આવી ગયા. મેં ધાર્યું કે ગેટેની માફક એ પણ નાચવા માંડશે. અને એક પછી એક રાજવીનાં લક્ષણો, સમૃદ્ધિ, રાજ્યશ્રીનું નિરૂપણ કરતી એમની વાણી કાલિદાસ પેઠે વહેવા લાગી.

બે સખીઓની વચ્ચે ઇન્દુમતી ચાલી રહી છે, અને असौ असौ કરતી સખી દરેક રાજાનું વર્ણન આપે છે. શું લક્ષણવૈવિધ્ય, શું ગુણવૈશિષ્ટ્ય, શી પ્રકૃતિની ને રાજ્યલક્ષ્મીની સમૃદ્ધિ ! પણ બધા ય સરસ હતા અને એ પણ ચકોર હતી છતાંય કેમ કોઈ પસંદ ન પડયો ? ભિન્નરુચિર્હિ લોક :.

તે બોલ્યા. 'આ જગવિખ્યાત ઉક્તિ, જુઓ કાલિદાસે અહીં વાપરેલી છેઃ

નાસૌ ન કામ્યો, ન ચ વેદ સમ્યગ્ દ્રષ્ટું ન સા, ભિન્નરુચિર્હિ લોક :.

મને થયું, 'હવે આ બંધ કરશે ? મારે હવે સ્વયંવર કરવાનો નથી રહ્યો !' આ ઊંઘ તો મને ઘેરી રહી છે !

ત્યાં તે એકદમ ચોંકીને બોલ્યા.

'કવિ, તમે ય જમાનાથી પર તો ન જ થઈ શક્યા. તમારો જમાનો જ સપત્નીઓનો હતો. શોક્ય શોક્ય ને શોક્ય. બે શોક્યને ભેગી કર્યા વગર તમને ચેન નથી પડતું. તે વિના તમને રસ જ હાથ આવતો નથી. આ બિચારો તદ્દન કુંવારો છે તો ય એને ઓળખાવતાં તમે કહેવડાવો છો :

'વરી મહા આ કુળવાનને તું, પૃથ્વી સમી હે પૃથુ અંગવાળી !
રત્ને ખચ્યા અબ્ધિની મેખલાવતી તું શોક્ય થા દક્ષિણ તે દિશાની !.'

જોયું ? કઈ શોક્ય ખોળી કાઢી ? દક્ષિણ દિશાની શોક્ય થા ? મરે રે કવિ તું !'

અને તે એકદમ શાન્ત થઈ ગયા. બે ય હાથ ઉપર માથું મૂકી તે સૂનમૂન બેઠા. મને થયું હવે પુરું થશે. પણ તે જાણે કશાને ન જોતા હોય તેમ આંખને દૃષ્ટિહીણ કરીને બોલ્યે ગયા:

'કવિ ક્રાન્તદર્શી ખરો, પણ એને ગળથૂથીમાંથી મળ્યું હોય તેને બિચારો કેવી રીતે છોડી શકે ? પણ એ શું ખોટો હશે ? ખરેખર ? ના. ના. એ સાચો છે. સપત્ની વિનાની સ્ત્રી જગતમાં હોઈ જ ન શકે. મૉનૉગૅમી ભલેને ગમે તેટલી ઊભી કરો. પણ પુરુષોને સ્ત્રી-પ્રિયાઓ નહિ તો ચિત્તપ્રિયાઓ તો એક કરતાં વધુ હોવાની જ. એણે દક્ષિણ દિશાને સપત્ની તરીકે ઓળખાવી. આજે શું

અમારે સપત્નીઓ નથી ? આ કોકને વિદ્યા, કોકને કળા, કોકને વેપાર, કોકને આ ને કોકને તે ! તમે શું ધારો છો ?' એ પ્રશ્ન સાથે તેઓ મારા તરફ ફર્યા. મારી ઉંઘની સામે લડવાની છેલ્લી શક્તિ વાપરતાં મે કહ્યું ' શું ? ' અને મારી આંખ ઢળી. આંખ મીંચાતાં મીંચતાં મને ઘડિયાળનો કાંટો સાડા અગિયારની નજીક આવેલો દેખાયો. આંખો ફાડીફાડીને હું જાગવાનો પ્રયત્ન કરવા લાગી. મનમાં સપત્ની શોક્ય શબ્દ વિકરાળ નૃત્ય કરી રહ્યો હતો. મારે શોક્ય ? મારે પણ શોક્ય હોય ? પરણ્યાની પહેલી રાતે ? અને એ વિચાર-તાંડવથી મૂંઝાતી હું તેમના શબ્દોને માત્ર અર્થહીન બબડાટ બની જતા સાંભળી રહી. મારી ઘેરાતી આંખોએ છેલ્લે છેલ્લે કશુંક આવું જોયું હોય એમ યાદ આવે છે કે એમનો હાથ એલા-રામની ચાવીને બંધ કરવા જતો હતો.

એમની બેય હાથ પર માથું ટેકવી બેઠેલી, એમ ને એમ ચોપડી સામે તાકી રહેલી મૂર્તિ મારી સાથે ઊંઘમાં ચાલી આવી. એ.. ય પાનાં ઉપર પાનાં મૂંગા મૂંગા ઉથલાવ્યે જાય છે. ઘડિયાળનું ચકચક ચાલ્યા કરે છે. એક મૂકી બીજી, બીજી મૂકી ત્રીજી ચોપડી ઉપાડયે જાય છે......

ઝબકીને જાગું છું. સુંવાળા વિશાળ પલંગમાં પડી છું એમ ભાન થાય છે. પણ એ કયાં ? બાઘી બની હું બેઠી થઈ જોઉં છું. પલંગમાંથી નીચે ઉતરું છું. બહારનું તારાનું અજવાળું આછુંઆછું અંદર આવતું હતું. પાસેના ખંડમાં પેલી ખાખીપાટ ઉપર તે સૂતા હતા. ઘડિયાળના રેડિયમના આંકડા ઉપર અઢીનો વખત ચિતરાયેલો હતો. અંધારી રાતે જાણે એ મારી મશ્કરી ન કરતું હોય: 'ઘેલી જા !

કોણ જીત્યું ? એણે તને ખાટલામાં સુવાડી, અને પોતે તો સૂતા ચ ઓરડામાં. એમની વિદ્યાની સાથે, તારી સપત્ની સાથે !'

ખરેખર, પાટની પાસે એક નાની ટિપાઈ ઉપર બુઝાયેલો ટેબ લૅમ્પ હતો, અને તેમના પડખામાં ચોપડી પડેલી હતી !

કેટલો પ્રેમાળ માણસ !

'ત્વમેવ ભર્તા, ન ચ વિપ્રયોગઃ !'

અરે એટલું મેળવવા કેટલાં તપ કરવાં પડશે ?

અકથ્ય મૂંઝવણની મારી હું બે ઘડી એમને જોઈ રહી. મને એમણે જ પલંગમાં સુવાડી હશે. અને મારી ઊંઘ ન ભાગે એટલા માટે..

પણ મારું હૃદય હાથ ન રહ્યું. હું અગાસીમાં નીકળી ગઈ. લાખો તારાઓ અગાસીમાં ઊભેલી મને એકલીને જોઈ પલકી રહ્યા હતા. એ તે મારી મશ્કરી હતી કે વધામણી ?

હજી નાની નણંદ ઊંઘમાં કણકણી રહી હતી. તેનો અવાજ ઊપર આવતો હતો. અરે બિચારી! દાદરાઓ ખખડે નહિ એમ સંભાળી સંભાળી હું નીચે ગઈ. અને એને ખભે ઉપાડીને ઉપર લઈ આવી. બે જણને સુવાને માટે બનાવેલા એ પલંગમાં અમે બે ય નણંદ ભોજાઈ ઊંઘી ગયાં. ઓહ, એ નાની નણંદની મીઠી કોમળ હૂંફ એ અધવારી ગયેલી રાત માટે ઓછી ન હતી !

જીવનની પહેલી રાત. પતિની સોડમાં તો ઘણીઓએ ગાળી હશે. પતિની બેનની સાથે ગાળવાનું પરમ ભાગ્ય તો જગતમાં કદાચ મને જ એકલીને મળ્યું હશે! પણ એ પરમસૌભાગ્ય છે, મારા સૌભાગ્યનું આરોગ્ય છે!

'કોણ છે ફાટી મૂવો!' માળા જપતાં જમના ગોરાણીના મોંમાંથી દોઢશેરની એક ગાળ વછૂટી. અને તેમના હાથમાંથી માળા સરી પડી. માથા પરથી છેડો સરી પડ્યો. તેમના વિધવા માથાનો સફેદ મુંડો અંધારામાં પણ આછો તગતગી રહ્યો. તેમનું યુવાન સુંદર મોઢું ગાળના અભિનયથી વિકૃત, કદરૂપ બની રહ્યું.

બહારના બપોરિયા તડકામાંથી ઘરની અંદર ધસી આવેલા શનિયાની આંખો ઘરમાં કશું દેખી શકતી ન હતી. ગોરાણીના અવાજથી તેના હાથમાંનો 'મોગરો' ભોંય ઉપર પડી ગયો. 'મોગરો' ચાર પગ પર ટટાર થઈને પૂંછડી વાંકી કરીને એનું નાક ઊંચે ખેંચતો આમતેમ જોવા લાગ્યો. અને દેવસેવામાં મુકાયેલા પ્રસાદની મીઠી વાસથી આકર્ષાઈ ધીરે પણ મક્કમ પગલે ગોરાણી તરફ આગળ વધ્યો.

'મરો ને અહીંથી, ક્યાંથી આ કૂતરાં ..!' પણ એટલામાં તો કૂતરો જમના ગોરાણીની પૂજા લગભગ આવી પહોંચ્યો. તેમના બરાડાથી પણ કૂતરો અટક્યો નહિ. તેમણે પાસે પડેલો ચંદન ઘસવાનો ઓરસિયો ઊંચકીને કૂતરા તરફ ફેંક્યો. ઓરસિયો કૂતરાને બરાબર કપાળની વચ્ચે વાગ્યો. કૂતરાએ એક ભયાનક ચિકાર નાખી. ગોરાણી કંપી ઊઠ્યાં. સૂનમૂન ઊભેલા છોકરાને ત્રાડ નાખીને તેમણે કહ્યું.

'પકડને તારા બાપને, મૂવા મારી પૂજા અભડાવી! જાવ, મારા ઘરમાંથી, ગામની ભુંજાર! રમવાનું બીજે નથી મળતું ક્યાંય!'

## કૂતરાં

ચિચિયારી નાખીને 'મોગરો' એકદમ શાંત થઈ ગયો, અને ભોંય પર ઢળી પડચો.

આખે શરીરે ધોળો એવો શનિયાનો આ કૂતરો ગામમાં અજોડ હતો. ફળિયાની કૂતરી ક્યારે વિયાવાની છે તેની ભાળમાં શનિયો રાતોની રાતો જાગતો બેસી રહ્યો હતો અને મળસ્કે કૂતરી વિયાતાં તેણે તરત જ કૂતરીને શીરો ખવડાવી આ ધોળું કુરકુરિયું બોટી લીધું હતું. સવારના પહોરમાં બધાં છોકરાં ભેગાં થયાં ત્યારે તેણે એક અદ્ભુત બીના કહેતો હોય તેમ દરેકને કહેવા માંડયું, 'પેલું ધોળું મારું છે. મેં બોટેલું છે.'

બારેક વરસનો આ છોકરો અજબ હતો. અત્યારથી જ એ કૂતરાંનો જાણે ઉસ્તાદ જેવો બની ગયો હતો. કૂતરાં પ્રત્યેની એની ભક્તિ, એની તમન્ના અજોડ હતી. કૂતરાં પણ જાણે આ પોતામાંનો જ કોઈ આત્મા હોય તેમ તેની આસપાસ ભમ્યાં કરતાં.

શનિયાનો દાવો કોઈથી નકારાય તેમ ન હતું. મૂંગે મોંએ અને કચવાતા અદેખા મને બધાંએ ધોળિયા ઉપરનું તેનું સ્વામિત્વ સ્વીકાર્યું. એ નખશિખ ધોળા કૂતરાનું નામ શનિયાએ 'મોગરો' પાડયું. પણ તે પછી શનિયાની અને જગતની વચ્ચે ઘણી ગુપ્ત ભેદુ રમતો ચાલી. લોકોની ઈર્ષાળુ નજર મોગરાનું રૂપ ન સહી શકી. તેને મારી નાખવાની તદબીરો થવા લાગી. મોટાં કૂતરાં અને છોકરાં તથા છોકરાં જેવાં મોટેરાંએ મોગરાને હેરાન કરવા માંડયો. પણ તે સૌને શનિયો એકલે હાથે પહોંચી વળ્યો.

તે અને મોગરો જ્યાં હોય ત્યાં સાથે જ દેખાતા. આખા ગામમાં તેમની જોડ અજોડ બની ગઈ. શનિયાએ મોગરાને ગળે એક કાળી ચીંથરીને તેમાં એક ઘૂઘરી પરોવીને બાંધી હતી. ધોતલીમાં દાણા

બાંધી શાકતેલ લેવા આવતા શનિયાની પાછળ મોગરો એની મીઠી ઘૂઘરી ખખડાવતો કદુક કદુક ચાલ્યો આવે. ઠક્કરની દુકાને માલ લેવા ભેગું થયેલું માણસ ઘડીભર મુગ્ધ બનીને મોગરાને જોઈ રહેતું. અને કોક બોલતું, 'મજાનું કૂતરું છે !'

હવે શનિયો મોટો થયો હતો. એટલે બાપની ગાળોનું પ્રમાણ ઓછું થયું હતું. પણ છોકરાનો આ કૂતરાનો શોખ બાપને જરા યે ગમતો ન હતો. મોગરો મઝાનો ગોટો વળી બેઠો હોય ને એકાદ સખત લાત આવીને તેની કૂખમાં વાગે. તે ચાંઉચાંઉ કરતો ફળિયાના છેડા લગી પહોંચી જાય. શનિયો ક્રોધથી રાતોમાતો થઈ ને તપાસ કરવા આવે કે કોણે મોગરાને માર્યો અને બાપને દુષ્ટ આનંદથી હસતો જોઈ તે ઠંડો થઈ જતો ને માત્ર એટલું જ બોલતો :

'આ તમને કહી દીધું, બાપા, કે મારા મોગરાનું તમારે નામ ના લેવું !'

'હવે જા મોગરાવાળી !' બાપ લહેરથી કહેતો અને ચાલ્યો જતો. પણ તેણે ધીરે ધીરે કૂતરાની છેડતી મૂકી દીધી. શનિયાની આંખ જોઈ સમજી ગયો કે, પોતાના જેવું ખુન્નસ છોકરામાં પણ છે જ. અને પોતાના ખુન્નસની ઉગ્રતા તો તે બરાબર જાણતો હતો.

મોગરાને મારી નાખવા માટે ભગીરથ પ્રયત્નો થવા લાગ્યા. તેને કંઈક વાર ઝેર પાવાના પ્રયત્નો કરવામાં આવ્યા. પણ મોગરો એને કદી સૂંઘતો પણ નહિ. શનિયો હાજર ન હોય ત્યારે એ ક્યાંય કશું ખાતો નહિ. કૂતરાં મારનાર મુસલમાન હવાલદાર આવે ત્યારે પણ મોગરાને ફસાવવા ઘણો પ્રયત્ન કરવામાં આવતો. પણ મોગરાના શત્રુઓ ગમે તેટલું કરે છતાં તે દિવસે શનિયો કે મોગરો ક્યાંય દેખાય જ નહિ.

આજે ગામમાં કૂતરાં મારનાર આવ્યો હતો. એની શનિયાને ખબર ન હતી. એના બાપે એને મેડે કડબના પૂળા ચડાવવામાં રોકી રાખ્યો હતો. અને મોગરો એ કામમાં પોતાને ખાસ રસ માલૂમ ન પડવાથી સહેજ ફરવા નીકળી પડ્યો હતો. કડબના પૂળા ચડાવી રહ્યા પછી તેણે આમતેમ નજર નાખી પણ મોગરો દેખાયો નહિ. તે કપાળેથી પરસેવો લૂછતો ફળિયા બહાર નીકળ્યો.

ત્યાં જ ઠરાના છાયામાં બેએક કૂતરાં પગ ઘસતાં પડ્યાં હતાં. તેમનાં મોંમાંથી લીલું ફીણ નીકળતું હતું. શનિયાને ફાળ પડી. મારો મોગરો ક્યાં ? ગામમાં કૂતરાને ઝેર આપનાર આવ્યો હતો. ગળે પટાવાળાં કૂતરાંને ઝેર નથી આપવામાં આવતું એ હકીકત જાણ્યા પછી તેણે માના લૂગડાની કિનારમાંથી એક પટો બનાવી મોગરાને પહેરાવ્યો હતો. અને એક રાવળિયાના પગ પરથી લગનમાં નાચતાં નાચતાં ખરી પડેલી ઘૂઘરીને તેમાં તેણે બાંધી દીધી હતી.

તે થોડેક ગયો ત્યાં રસ્તામાં તેણે એ કાળો પટો અને અંદર બાંધેલી ઘૂઘરી પડેલાં દીઠાં. તેણે તે એકદમ ઊંચકી લીધાં. કોકે આ કાપી નાખીને કૂતરાને ઝેર પિવાડી દીધું હશે તો ? તેનું કાળજું ફફડવા લાગ્યું. તેની આંખે ઘડીક અંધારાં આવી ગયાં. તે મૂઠીઓ વાળીને દોડ્યો.

રસ્તામાં થોડે થોડે છેટે મરેલાં કે મરવાની તૈયારી કરતાં કૂતરાં પડેલાં હતાં. ક્યાંક મોગરો પણ આમ તરફડિયાં ખાતો દેખાઈ આવે તો ? તે ગામની વચ્ચેની પરબડી પાસે પહોંચ્યો. ત્યાં કેટલાક માણસો બેઠા હતા. તેને આમ બેબાકળો જોઇ તે લોક જરાક હસ્યા. એ લોકોમાં એક ધોળી દાઢીવાળો અને લાલ ફેઝ ટોપી પેહેરેલો આધેડ મુસ-

લમાન નિરાંતે બીડી પી રહ્યો હતો. આ લોકોને મોગરા વિષે પૂછવાની શનિયાની હિમ્મત ન ચાલી. તે થોડેક ચાલ્યો અને તેની પૂંઠ થઇ કે કોઇક બોલ્યું, 'જોનો જા બેટમજી! મોગરો તો ગયો હવે!'

ત્યાં એકાએક એક વંડાના પાણી જવાના બાકોરામાંથી મોગરાનો ઝીણો અવાજ આવ્યો. 'બાઉ...બાઉ.' શનિયાની નજર ફરી. મોગરો! વે સહેજ નાક બહાર કાઢીને બેઠો હતો. બંને એક બીજા સામે દોડયા. શનિયાએ મોગરાને ઊંચકીને બાથમાં લઇ લીધો.

અને શનિયાની પાછળ એકદમ કોલાહલ થયો. જેની શોધમાં આખું ગામ ઉપરતળે કર્યું હતું તે કૂતરું સાલું અહીં જ પોતાની પાસે જ સંતાઇ રહ્યું હતું જાણી મોગરાના શત્રુઓ ક્રોધથી લાલ થઇ ગયા. મોગરાને શનિયા પાસેથી પડાવીને પણ ઝેર અપાવી દેવું એમ તેમણે નિશ્ચય કર્યો. અને શનિયાને ઝૂડી પાડવાના ઇરાદાથી તેઓ તેની પાછળ ધસ્યા.

શનિયો મામલો સમજી ગયો. અને મોગરાને લઇને તે જીવ લઇને નાઠો. પણ ક્યાં સુધી નાસવું? ક્યાં જવું? કેમ બચવું? નાસતાં નાસતાં જમના ગોરાણીનું ઘર આવ્યું. જમના ગોરાણી પરમ વૈષ્ણવ હતાં. કીડિયારું પૂરતાં, એકે ય જીવ મરે તે તેમનાથી ખમાતું નહિ. કેટલીય વાર કૂતરાં મારનાર આવે ત્યારે તેમણે શનિયા કને કૂતરાંને કોક ઠેકાણે છુપાવી દેવડાવેલાં. શનિયો એકદમ બારણું ઠેલી મોગરા સાથે ગોરાણીના ઘરમાં પેસી ગયો. અને અંદરથી સાંકળ વાસી દીધી.

પણ ગોરાણી અત્યારે પૂજા કરતાં હતાં. એમના દેવને કોણ અભડાવી શકે? તેમણે દેવની રક્ષા માટે દેવને માટે ચંદન ઘસવાનો પથ્થર ઊંચકીને માર્યો.

શનિયાને તેમણે ધીરે રહીને ઓળખ્યો. 'આ શું કર્યું ?' બંને જણના મોંમાંથી એકી સાથે શબ્દો નીકળ્યા. અને બંને જણ શાંત થએલા કૂતરાની પાસે બેસી પડ્યાં.

'શનિયા !'

'જમના કાકી !'

જમનાકાકી એકદમ દૂર હઠ્યાં.

'લઈ જા એને, મારી પૂજા અભડાશે !'

શનિયાની આંખમાં મૂંગો પણ ઊંડો ઠપકો હતો. તેણે મોગરાને ઉપાડ્યો. રૂના લોચા જેવા થયેલા કૂતરાના નાના દેહને તેણે ખભે નાખ્યો. અને બહાર નીકળ્યો.

બહારના ઝળહળતા તડકાથી તેની આંખો અંજાઈ ગઈ. તેણે હાથની બાંય આંખો પર બેએક વાર ઘસી. અને આજુબાજુ જોયું તો હાથમાં લાકડીઓ લઈ થોડે છેટે કેટલાક જણ ઊભા હતા.

મોગરાના નાકમાંથી થોડુંક લોહી નીકળી તેના સફેદ ચેહરા પર લાલ કંકુ પેઠે જામી ગયું હતું. શનિયાએ એનું મોં પકડીને ઊંચું કર્યું. તેની અર્ધી બિડાયેલી આંખમાં તે પોતાના મોગરાને શોધવા લાગ્યો.

'મોગરા !' તે કોમળતાથી બોલ્યો. શનિયાને દેખતાં થનગની ઊઠતા મોગરાની આંખ એવી ને એવી જ રહી. કૂતરાનું ડોકું તેણે છોડી દીધું. ઢીલી થયેલી ગરદન ડાંખળી આગળથી ભાંગી ગયેલા ફૂલની પેઠે ઝૂકી પડી. ટટાર રહેતા કાન લુલા થઈ લબડી રહ્યા.

શનિયાનો મોગરો કરમાઈ ગયો હતો.

પરબડી પાસે જઈને શનિયાએ મોગરાને ભોંય પર નાખી દીધો, અને બધા સાંભળે એમ ત્રાડ નાખી, 'લો, મારી નાખો તમારા બાપને હવે !'

પેલા તોફાની લોકો હાલ્યાચાલ્યા વિના ઊભા રહ્યા. બધા તરફ કરડાકી ભરેલી આંખ ફેરવી શનિયાએ મોગરાને પોતાની કાંધે ચડાવ્યો. અને એ ખરે બપોરે દૂરની બાવળીમાં એ ચાલ્યો ગયો.

[ ૨ ]

આખા ગામમાં દોડાદોડ થઈ રહી હતી. એક કૂતરું હડકાયું થયું હતું. થોડી જ વારમાં બે ચાર જણને તો કરડી ચૂક્યું હતું. વિચિત્ર અવાજ કરતું, આમ તેમ લાવાં નાખતું તે ગામના વાંકાચૂંકા રસ્તા પર દોડી રહ્યું હતું. તેને પકડવા કે મારી નાખવા કોઈની હિમ્મત ચાલતી ન હતી. એને દૂરથી આવતું જોતાં લોક ગમે તેમ નાસી જતા, ઓટલા પર ચડી જતા કે ઘરમાં ભરાઈ જતા. અને માત્ર મોંએથી બૂમો પાડતા. 'મારો......મારો....!'

જમના ગોરાણી ઢેડને અડી આવેલા. પોતાના એકના એક આઠ વરસના છોકરાને રસ્તા પર ઊભો રાખી, તેનાં બધાં કપડાં ઉતરાવી નાખી, પોતે ઓટલા પર ઊભાં રહી અદ્ધરથી પાણી રેડીને નવડાવતાં હતાં. અભડાયેલા છોકરાને, એને નહાવાને માટે હાથમાં લોટો પણ કેમ પકડવા દેખાય ? વળી આવી કવેળા ગરમ પાણી પણ ક્યાંથી મળે ! છોકરો ઠંડા પાણીની ધારથી ઠૂંઠવાતો હતો.

'જો બરડા પર હાથ ફેરવ. હજી કોરો છે.' જમના ગોરાણી છોકરાનો ખૂણેખૂણે તપાસીને શુદ્ધ કરવતાં હતાં.

ત્યાં ઘરના ખૂણા પાછળ કોલાહલ થયો.

'નાસો...નાસો...'

હરિશંકર એકદમ ભડકયો અને અડધા પલળેલા અને અડધા કોરા શરીરે તે ઓટલા ઉપર ચડી આવ્યો. જમના ગોરાણી એકદમ ગભરાયાં. પોતાને હજી તો પૂજા કરવાની બાકી હતી. તેમણે છોકરાને ક્રોધમાં આવીને ધક્કો માર્યો.

'મેર પીટ્યા, કોણ તને ખાઇ જવાની છે ?'

ધકેલાયેલો હરિશંકર ખૂણા પાછળથી દોડી આવતા હડકાયા કૂતરાના મોંમાં જ લગભગ જઈ પડયો.

'અલ્યા હરિયા! હરિયા!' કોકે બૂમ પાડી.

'મારો મારો...' કોક બોલ્યું.

હરિશંકરના નહાવાથી થયેલા કાદવમાં કૂતરું લપસી પડ્યું. થોડીક ક્ષણો તે ત્યાં ચૂપ થઈ ને પડી રહ્યું. અને તરત જ ઉઠીને હરિશંકર તરફ ધસ્યું.

'નાસ, 'લ્યા હરિયા, નાસ !' કોક બોલ્યું.

હરિશંકર મૂઠીઓ વાળી દોડયો. કૂતરું તેના કરતાં પણ ઝડપથી પાછળ દોડયું.

એકાએક કૂતરાના પેટમાં એક પથરો વાગ્યો. તે મોટી ચીસ નાખી બેવડાઈ ગયું, અને એક ચકરી ખાઈ ભોંયે પડ્યું.

આટલી વારમાં ભેગું થઈ ગયેલું નાનકડું ટોળું પાછું ફરીને જોવા લાગ્યું. શનિયો ક્યાંકથી આવીને ઊભો હતો. તેણે ધીરે પગલે આવીને બરાબર કૂતરાની ખોપરી પર લાકડી ફટકારી અને થોડી વારમાં કૂતરું રામશરણ થઈ ગયું.

'રામ રામ!' ગોરાણીના મોંમાંથી ઉદ્ગાર નીકળ્યા. 'કેવો નિર્દય! એને મોતે ન મરી જાત?' અને તેમણે હરિશંકરને બોલાવ્યો. 'ચાલ હવે તને નવાડી નાખું. મૂવાં જ્યાં જુવે ત્યાં ઢેડાં ને કૂતરાં!'

શનિયાએ પોતાના છોકરાને બચાવી લીધો એ ખયાલ તેમના મનમાં ઘડીક આવ્યો ને ચાલ્યો ગયો. પણ આવા હત્યારાની સાથે વાતચીત પણ કેમ કરાય?

કૂતરા પાછળ દોડી આવેલા થોડા લોક મરેલા કૂતરા ફરતે ઘડી વાર ટોળે વળ્યા. કોકે ક્યાંકથી પાણી લાવી કૂતરા પર રેડ્યું.

હરિશંકરને નવડાવીને ઘરમાં લઈ જઈને જમના ગોરાણીએ બારણું બંધ કર્યું.

લોકો ધીરેધીરે વિખરાઈ ગયા. શનિયો ગોરાણીનાં ધુમાડાથી કાળાં બનેલાં બારણાં સામે તાકી રહ્યો. થોડા વખત પરનો પ્રસંગ એને યાદ આવ્યો. આ જ બારણામાંથી પોતે પોતાના મોગરાને મરેલો લઈને બહાર નીકળ્યો હતો. એની આંખમાં બે આંસુ આવી ગયાં. આજે એ ગોરાણીનો છોકરો પોતે બચાવ્યો તો પણ એ બાઈને તેના

તરફ નજર નાખવાની પણ પરવા નથી. તે હાથમાંની લાકડીના છેડાને જમીન સાથે ઘસડતી રાખીને ચાલ્યો ગયો.

હવે શનિયો બહુ મોટો થયો હતો. એકલે હાથે તે બળદને ગાડે જોડતો હતો. ખેતરમાં કરબ પણ જાતે ફેરવતો હતો. એનો બાપ હવે તેનું માન પણ રાખતો હતો. કારણ એક તો મોટો થયો હતો તે અને બીજું એ કે હવે છોકરો નવી રીતે કમાતો થયો હતો તે હતું.

શનિયાનો નાનપણથી કૂતરાંનો શોખ જેમજેમ તે મોટો થતો ગયો તેમ વધતો ગયો. એની પાસે સારામાં સારાં બે ત્રણ કૂતરાં તો હોય જ. એવામાં ક્યાંકથી એને હડકાયા કૂતરાંના મંત્ર મળી આવ્યા. ગામપરગામથી લોકો હડકવાની દવા કરાવવા એની પાસે આવવા લાગ્યા. અને નિયમિત રીતે એને અમુક કમાણી થવા લાગી.

કૂતરાં અંગેના દરેક પ્રશ્નમાં શનિયો હવે એક અનિવાર્ય વ્યક્તિ બની રહ્યો. કૂતરાં મારવા આવનાર હવાલદાર પણ પહેલવહેલો શનિયાને આવીને મળતો. કૂતરાંને કાંઈ રોગ થાય તો તે શનિયો મટાડતો. ગામમાં કૂતરું હડકાયું થાય તો તેનો નિકાલ પણ તે જ કરી શકતો.

પણ આ કૂતરાંના સહવાસથી એનામાં કાંઈક ન સમજાય એવો ફેરફાર થવા લાગ્યો. તે ખૂબ ઓછા બોલો થઈ ગયો. લોકો સાથે તેનું હળવાભળવાનું પણ ઓછું થઈ ગયું. કૂતરાં જ જાણે એનો સમાજ બની રહ્યાં. અને કૂતરાં પણ જાણે એને ઓળખતાં હોય તેમ તે જ્યાં જતો ત્યાં પૂંછડી પટપટાવતાં તેની સાથે થોડુંક તો ચાલતાં જ. જે માતાની આસ્થા રાખી તે હડકવાની દવા કરતો ત્યાં તેણે થોડા વરસમાં એક દેરી ચણાવી. ત્યાં તે કૂતરાને રોટલા ખવાડતો. ચાંદની રાત હોય અને રોટલાનો ઢગલો લઈને શનિયો બેઠો હોય

અને આસપાસ કૂતરાં ભેગાં થયાં હોય. કૂતરાં પણ ઘડીભર લડવાનું ભૂલીને ત્યાં બેસતાં. અને શનિયો પછી પોતાનું ઘેરું ડાકલું વગાડતાં માતાની આરતી ગાતો. એ વિચિત્ર ગાનમાં કૂતરાં પણ પોતાનો સૂર ઉમેરતાં.

શનિયા વિષે લોકોમાં જાતજાતની વાતો ઊડવા લાગી. એણે તો આ સાધ્યું છે ને તે સાધ્યું છે. ફલાણે ઠેકાણે એ ફલાણું કરતો હતો. ફલાણાને એણે ફલાણું કર્યું. લોકોના બોલવાની પરવા કર્યા વગર શનિયો પોતાનું કામ કર્યે જતો, અને ઉપર બન્યો તેવો પ્રસંગ આવે ત્યારે પોતાનો ફાળો નોંધાવી વળી પાછો પોતાને ઘેર આવી જતો. કોણ જાણે કેમ ધીરેધીરે તેને માણસો પરથી હેત ઉતરતું ગયું. અને આ મૂંગા પ્રાણીઓ પર તેને ચાહ વધતો ગયો.

જમના ગોરાણીના હરિશંકરને બચાવ્યા પછી તેણે એ ફળિયામાં જવાનું માંડી વાળ્યું.

## [ 3 ]

એક પછી એક ભાદરવા જવા લાગ્યા. દર ભાદરવાઆસોમાં કૂતરીઓ વિયાતી અને કરાંઠાંની અંદર, પડેલાં ઘરોનાં ખંડેરોમાં કે બખોલોમાં નાના નાના માંસના લોચા તરવરાટ કરી રહેતા. ગામનાં છોકરાંની તમામ આતુરતા એ લોચાઓ પર ચોંટતી. છોકરાં પોતપોતાનું કૂતરું બોટી લેતાં. તેને પોતાને ત્યાંથી ખાવાનું લાવી ખવાડતાં, છાશ પિવડાવતાં, અને એક બીજા સાથે પોતાનાં કુરકુરિયાં લડાવતાં.

પણ જેમજેમ કુરકુરિયાં મોટાં થતાં તેમ તેમ તેમનો રસ ઓછો થઈ જતો. મોટાં થયેલાં કુરકુરિયાં પહેલાં જેટલાં સુંદર, સુંવાળાં,

કૂતરીએ ચાટીને ચોકખાં કરેલાં, અને ગોદમાં લેવાં ગમે તેવાં ન રહેતાં. પછી તેમને કોઈ ખવાડતું નહિ, પિવાડતું નહિ. વરસ પૂરું થાય ત્યાર પહેલાં પોણા ભાગનાં કુરકુરિયાં મરી જતાં.

આ બધું જોતો શનિયો બેઠો રહેતો. તેના ઉપર થઈને પણ કેટલાય ભાદરવાની વાદળીઓ વહી ગઈ. હવે એ મૂછોના આંકડા ચડાવતો. હમેશાં તાજી મૂંડેલી રહેતી દાઢી પર મઝાથી હાથ ફેરવ્યા કરતો. માતાની દેરીએ ડાકલું વગાડી આવતો. અને ખેતર ખેડીને દહાડા કાઢતો.

મા હવે ઘરડી થઈ હતી. બાપ પણ ઘરડો થયો હતો. છતાં હજી યે તેનો મિજાજ જતો. એને કશી જોઈતી ચીજ જલદી ન મળતી તો તેના મોંમાંથી ફટ લઈને ગાળ નીકળી આવતી, ‘રાંડ કૂતરી!’ શનિયો નાનો હતો ને એક વાર માને બાપે મારી હતી અને જે ‘કૂતરી’ કહીને ગાળ દીધી હતી, તે તેને યાદ આવતું. બાપાને શું કહેવું તે ન સમજાતાં તે ઊઠીને બહાર ચાલ્યો જતો.

દુનિયા ઘણી બદલાતી ગઈ. ગામમાં એક મુસલમાન તલાટી આવ્યો. તે પોતાની પાસે એક ગટિયું કૂતરું રાખતો. ચોરામાં આવનાર દરેક જણને તે સૂંઘી વળતું, તેના ડીલ સાથે ડીલ ઘસી આવતું, કદીક કોકને એકાદ ડાચું પણ મારી લેતું, કદીક નાનાં છોકરાંને પણ કરડી લેતું.

ગામલોકોને આ વાત બહુ વસમી લાગી. પણ તલાટીનો કૂતરો છે, તેનું નામ કેમ દેવાય? લોકો કૂતરાની લાંબી જીભ પોતાના મોં નજીક લગભગ આવી જતી તો ય વેઠી લેતા.

જમના ગોરાણી એક દહાડો કૂવેથી પાણી ભરીને આવતાં હતાં.

ત્યાં એમણે દેરીના ઓટલા પર શનિયાને બેઠેલો જોયો. ભર્યે બેડે તે ઓટલા પાસે આવ્યાં અને ગદ્‌ગદ્‌ કંઠે કહેવા લાગ્યાં :

'શનિયા, તું તે શા ખપનો ? જોને પેલા તલાટીનું કૂતરું ! આજે, વેરો ભરવા ગઈ હતી ત્યાં મારું મોઢું ચાટી ગયું. ભાઈ, અમારો બામણનો અવતાર. અમારે બધું પાળવું જોઈએ !'

ગોરાણીની નરમ વાણીએ શનિયાને પલાળ્યો. મૂછોને ધીરેથી આમળતો તે ગોરાણીના ચહેરાને જોઈ રહ્યો. તેની જીભ પર શબ્દો આવી ગયા. કે 'તું જા હવે, મોટી ભગતાણી ન જોઈ હોય તો !' પણ તે હોઠ નીચે મૂછને ચાવતો એટલું જ બોલ્યો.

'સારું કાકી,! હવે તમને એ કૂતરું નહિ અડે !' તેણે ભૂતકાળને મનમાંથી ભૂંસી નાખ્યો.

બીજે દહાડે તલાટીનું કૂતરું સાંજ સુધી પાછું ન આવ્યું. ત્રીજે દહાડે સવારે ભંગિયાએ તલાટીને ખબર આપી કે તળાવની પાળે એમનું ગટિયું મરેલું પડ્યું હતું.

તલાટી ધૂંધવાઈ ઊઠ્યો. શું કરવું ? કોકે એના કાનમાં ફૂંક મારી. તે દિવસથી શનિયા ઉપર તેની દાઢ કાકરવા લાગી.

થોડા દિવસ પછી ડેપ્યુટી કલેકટરની મોટર ગામમાં આવી ત્યારે ગામલોક તેની આસપાસ ટોળે વળી ગયું અને સૌ કોઈની નજર સાહેબની સાથે જ બેઠેલા એક લાંબા અને દૂધ જેવા વાળવાળા ઊંચા કૂતરા પર કુતૂહલથી જઈ ઠરી.

મોટરનું બારણું ખોલી સાહેબ લાંબે પગલે ચોરાનાં પગથિયાં

ચઢ્યા અને અઢી હાથ ઊંચો કૂતરો છલંગ મારી મોટરમાંથી કૂદી તેમની પાછળ ચાલ્યો.

સાહેબને જોવાને બદલે લોકો કૂતરાને જ જોઈ રહ્યા. કૂતરો લાલ હીંગળોક જેવી જીભ કાઢી લાળ દદડાવતો, હાંફતો હાંફતો સાહેબની ખુરસી પાસે પાછલા પગ પર બેસી ગયો હતો. ધીરે રહીને સાહેબે મતાદારો સાથે વાતચીત શરૂ કરી. મહેસૂલ વસૂલ કરવાની બાબતમાં ગામલોકો સાથે ગરમ વાતચીત થઈ રહી. સાહેબનો કૂતરો ક્યારે ક્યાં છટકી ગયો તેની કોઈને ખબર પડી નહિ.

અચાનક સાહેબને કૂતરાનો ખ્યાલ આવ્યો. 'મેરા કુત્તા!' તે બોલ્યા. ત્યાં સામેથી તેમનો કૂતરો દોડતો આવ્યો. કૂતરાને જોઈ સાહેબની આંખો પલકતી અટકી પડી. કતરાના શરીર પર કોઈએ ગુલાલ છાંટ્યું હોય તેમ તે લોહીલુહાણ થઈ ગયો હતો. તે હાંફતો હતો. તેની ઊંચી વાંકી પૂંછડી નીચી અને ઢીલી થઈ ગઈ હતી.

'યે ક્યા?' સાહેબે ત્રાડ મારી.

પાસે બેઠેલા તલાટીએ કહ્યું, 'સાહેબ, ગામમાં એક તોફાની માણસનો કૂતરો છે, તે કદાચ કરડ્યો હોય!'

અને સાહેબ કાંઈ બોલે તે પહેલાં ચોરામાં એક મજબૂત લાલ કૂતરો ધસી આવ્યો. સાહેબનો ધોળો કૂતરો એકદમ સાહેબ પાસે આવીને લપાઈ ગયો. સાહેબ તેને પંપાળતા ખુરસીમાંથી ઊભા થઈ ગયા. અને ખિસ્સામાં હાથ નાંખતા બોલ્યા, "સાલેકુ ગોલી માર દો."

લોકમાંથી એક વાંકડી મૂછોવાળો માણસ ઊભો થયો.

'એ સાબ, ગોળી મારવાની વાત રહેવા દેજો. બીજું કાંઈ કરવું હોય તે કરજો. લે લે, લાલિયા!' અને ડાઘૂ કૂતરો એકદમ કબૂતર જેવો નમ્ર થઈ તેના પગ પાસે આવીને લપાયો.

'સાહેબ, એ જ માણસનો કૂતરો છે!' તલાટીએ કહ્યું.

'અ...ચ્છા!' સાહેબે કરડી નજરે જોયું. 'દોનોંકો મત જાને દેના!' કહી તેમણે મહેસૂલની વાત જલદી પતાવી.

ગામલોક ગયા પછી પણ શનિયો અને તેનો લાલિયો ચોરામાંથી જઈ ન શક્યા. મુસલમાન તલાટીએ શનિયાનું કૂતરા વિષેનું જ્ઞાન તેની વિરુદ્ધમાં જાય તેવી રીતે સાહેબની આગળ રજૂ કર્યું. શનિયાની પાસે લાલિયો શાંત બેઠો હતો અને કદી કદી પેલા કૂતરા સામે ઘુરકતો હતો. ધોળો કૂતરો દયાજનક રીતે બે લાંબા દાંત જરા બતાવી આછું ઘૂરકી પાછો ચૂપ થઈ જતો હતો.

સાહેબે શનિયાને પાસે બોલાવ્યો. આવા ગામડામાં પણ પોતાના કૂતરા કરતાં મજબૂત અને સુંદર કૂતરો જોઈ સાહેબમાં ક્રોધ સાથે અહોભાવ પણ જન્મ્યો. એ કૂતરાના માલિકની સાથે તેમણે કાળથી વાતચીત કરી. સાહેબને એ કૂતરો પણ લેઈ લેવાનું મન થયું. શનિયા જેવા કૂતરાંના જાણકાર માણસ તેમણે થોડા જોયા હતા. પણ સાહેબે મોંએ કશું જ ન કહ્યું. તે માત્ર બોલ્યા,

'ઇસકી સઝા ભોગની પડેગી!'

'અરે સાહેબ, અજાણ્યા ગામમાં કૂતરું રવડવા જાય તે ગામમાં કૂતરાં ફાડી પણ ખાય!'

'એસા?' સાહેબ બોલ્યા અને જમવા ઊઠ્યા.

ખાધાપીધા વગર શનિયો અને તેમનો કૂતરો ચોરે બેસી રહ્યા.

સાહેબ ખાઇને જનોઈ આમળતા મેડા પર સૂવા ગયા. ખાવાના રસમાં શનિયાને તે લગભગ ભૂલી ગયા હતા. વતનની રસોઇને યાદ કરાવે એવી રસોઈ આજે એમને મળી હતી.

શનિયો ઊઠીને રસોડા તરફ ગયો. જુએ છે તો જમના ગોરાણી ત્યાં રસોઇને વગેસગે કરતાં હતાં.

'આ શી નકામી કૂતરાંની તકરાર? કૂતરાં લડે એમાં માણસનો શો વાંક?' સાહેબનો વૃદ્ધ પટાવાળો બોલ્યો.

અને તે જમવા બેઠો ત્યારે શનિયાને પણ એણે જોડે બેસાડ્યો. મુસલમાન તલાટી આ હિંદુ રસોડામાં કંઇ બોલી શક્યો નહિ. દૂર જમવા બેઠેલો તે જરા બળતોબળતો ખાઈ રહ્યો.

થોડે દૂર લાલ અને ધોળો બંને જરાજરા ઘુરકતા પોતાને મળેલું જમણ આરોગી રહ્યા.

હવે એક વાર ભોજન મળ્યા પછી શનિયાને કે તેના કૂતરાને ઘેર જવાની ઉતાવળ ન હતી.

સાહેબ કામ પરવારીને મોટરમાં બેઠા અને મોટરનું પૈડું ફેરવતાં બોલ્યા,

'ઉસ આદમીકો ઔર ઉસકે કુત્તેકો તાલુકે પર ભેજો!' અને મોટર મારી મૂકી.

[૪]

શનિયો અને તેનો લાલિયો ઊંડા ચીલાની ધૂળને ખૂંદતા બે

વરતણિયાની ચોકી હેઠળ તાલુકે પહોંચ્યા. લાલિયો તો આ નવું ગામતરું થવાથી ખુશ થયો હતો. નવું ગામ આવતું ત્યારે તે શનિયાની પડખે લપાઇને ચાલતો, પણ ગામ છોડયા પછી તે ચીલો છોડી આસપાસ ખેતરોમાં રવડવા નાસી જતો. અને થોડે અંતરે વળી પાછો આવી મળતો. શનિયાનું મન ભવિષ્યના વિચારથી મૂંઝાતું હતું, 'સાહેબ શું કરશે ?'

સાહેબને બંગલે બંને જણને સંજ લગી બેસાડી રાખવામાં આવ્યા. સાંજે સાહેબ ડિસ્ટ્રિક્ટમાંથી પાછા આવ્યા ત્યારે શનિયાને અને લાલિયાને જોઈ તે હસ્યા, "અચ્છા, તુમ આયા ?"

આ બંગલાના અને સરકારી વાતાવરણે શનિયાને ઢીલો કરી મુકયો હતો. તેણે ઊભા થઈ જઈ થરથરતે હાથે સલામ કરી, 'હોવે સાહેબ !'

તેની સલામ ઝીલ્યા વગર સાહેબ અંદર ચાલ્યા ગયા. થોડી વારે કોટ કાઢીને પાટલૂનનો પટ્ટો તંગ કરતાકરતા તે બહાર આવ્યા ને બોલ્યા.

'કયા તુમ નોકરી કરેગા ?'

'જી સાબ !' શનિયાને બીજો કાંઈ જવાબ ન સૂઝયો.

'અચ્છા, હમારે કુત્તેકી દેખભાલ રખના. તુમારા કુત્તાભી હમારે પાસ રહેગા.'

સજાને બદલે નોકરી ! શનિયો આવી કલ્પના કરીને આવ્યો ન હતો. પણ આ નોકરી તેને ગમી નહિ. એની માતાની દેરી, ગામનાં

કૂતરાં, હડકવાના દર્દીઓ, અને ખેતરોમાં સ્વતંત્ર પડી રહેવાનું, એ બધું એના મનમાં રમી રહ્યું. પણ હવે શું થાય? ના પાડે ને સાહેબ સજા ઠોકી દે તો?

તે સાહેબનો પટાવાળો અને કૂતરાનો રક્ષક બનીને રહ્યો.

છોકરાને સાહેબને ત્યાં નોકરી મળી છે જાણી શનિયાનાં માબાપ પહેલપ્રથમ તો હરખાઈ ગયાં, પણ ધીરેધીરે ઘરમાં એની ખોટ લાગવા લાગી. અને તેઓ ઝંખવા લાગ્યાં કે બળી એ નોકરી, છોકરો પાછો આવી જાય તો સારું!

શનિયાને આઠેક દિવસ નોકરીમાં થયા અને એક સાંજે તેણે જમના ગોરાણીને એક બચકી લઈને સાહેબને બંગલે આવતી ભાળી. શનિયો નવાઈ પામ્યો.

બીજે દહાડે તેણે જોયું તો સાહેબનો જૂનો રસોયો વિદાય થયો હતો અને જમના ગોરાણીએ રસોઈનો હવાલો લઈ લીધો હતો. સાહેબે શનિયાના ગામમાં ગોરાણીની રસોઈ ચાખ્યા પછી તેનો સ્વાદ તેમની દાઢમાં રહી ગયો હતો. એ રસોઈ કરવા ન આવે? અરે, ભાઈ, સાહેબને ત્યાં નોકરી? એનાથી મોટું સદ્ભાગ્ય શું? જમનાને પહેલાં તો આનંદનો ઉછાળો આવ્યો, પણ પછી એની મરજાદ, અને દેવસેવા અને ધરમકરમ બધું યાદ આવ્યું. સાહેબને ત્યાં એ બધું પળાશે? પણ તે જ સાથે હરિશંકરનો ખ્યાલ મનમાં ઊભો થયો. છોકરો રવડે છે. જજમાનવૃત્તિમાં હવે કશો કાઠ નથી. સાહેબ ધારે તો તરત એને નોકરીએ વળગાડી દે. અને ગામ હવે ક્યાં સારું હતું? ધરમકરમનો આધાર એવી એની દેવસેવાને એક પોટલીમાં

બાંધી એ પોટલીને વળી બીજી પોટલીમાં બાંધી તે નીકળી પડી. ભગવાન એનો ધરમ એની મેળે પળાવશે.

શનિયાની અને જમનાની આંખો પહેલેથી વઢતી હતી. પણ કૂતરાની ગાડીમાં પુરાયેલાં કૂતરાં થોડુંક ઘુરકીને સમાધાન કરી લે છે તેમ આ બે ય જણ શાંત થઇ ગયાં. મોગરાની વાત યાદ આવતાં તે ખૂબ ગુસ્સે થતો, પણ વળી તેને થતું, 'બામણનો અવતાર છે. એ ધરમ ના પાળે તો કોણ પાળે? હશે.' જમનાને થતું, 'મૂઓ હત્યારો તો ય ગામનો માણસ છે. કોઈ મશલમાન હોત તેના કરતાં તો સારો!"

સાહેબને હવે સરસ રસોઈ મળતી. બે કૂતરા મળી ગયા હતા. અને આ ખૂંટેલ જેવો, પણ ગામડાનો અનુભવી માણસ નોકર તરીકે મળી ગયો હતો. તેમને ઘણો સંતોષ હતો

સાહેબના રસ હવે ધીરેધીરે વિકસવા લાગ્યા. ચોમાસું આવવાથી ગામડાંમાં ફરવાનું ઓછું થઈ ગયું. મહેસૂલની નિરાંત થઇ ગઈ હતી. સાહેબ ઑફિસનું કામ કરતા અને બાકીના વખતમાં આરામ કરતા. બે ય કૂતરાઓને રમાડતા જમનાના હાથની રસોઇથી તેમની તબિયત પણ સારી થઈ હતી. ગમે તેમ તો ય હાથ કોનો ને?

સાહેબ નવરા પડ્યા હોય ત્યારે કશાક વિચારમાં ચડી જતા.

હવે જમનાને અહીં કોઈ ગોરાણી ન કહેતું. આ મોટા બંગલામાં એણે એક ખૂણામાં પોતાની સેવા ગોઠવી. પણ કોણ જાણે કેમ એના દેવ અહીં એને ક્ષુદ્ર લાગવા લાગ્યા. ગામડામાં દેવનો જે મહિમા પડતો હતો તે અહીં એને અદૃશ્ય થતો લાગ્યો. એની મર-

જાદનો કોઇ ભંગ કરનાર હતું નહિ એટલે વિના વિરોધની શત્રુવટ પેઠે એ મરજાદ પણ એના મનમાંથી ઊતરી ગઇ. એ છોકરાને ઘેર મૂકીને આવી હતી. કાચુંપાકું રાંધી ખાતો હશે. શું ધંધો કરતો હશે? એને થતું. અને પોતે અહીં માલમલીદા ખાતી બેઠી છે. તેની નજર પોતાના શરીર પર ફરી વળી. ચામડીની કરચલીઓ મટી ગઇ હતી. શરીરમાં લાલી આવવા લાગી હતી. એને એની જુવાની યાદ આવી. જુવાની આવી ન આવી, અને એક છોકરો આપીને ચાલી ગઇ હતી. તેને વૈકુંઠવાસી ગોર યાદ આવ્યા. પણ તે આવીને તરત જ ચાલ્યા ગયા. છોકરાને ઠેકાણે પાડવાનું સાહેબને કહ્યું હોય તો? હવે તો સાહેબને એ કહી શકાય. તે સાહેબના મોટા ઓરડા તરફ ચાલી.

કોણ જાણે કેમ આજે તેને સાહેબના ઓરડામાં જતાં કશોક સંકોચ થવા લાગ્યો. પોતે પોતાને માટે કંઇક માગવા જતી હતી. આમ તો આજ લગી રસોડાને અંગે સાહેબ પાસે કેટલુંય માગી આવેલી. પણ આજે...

સાહેબ આરામ ખુરસીમાં બેઠા હતા. તેમની આંખો બારીમાંથી દેખાતાં બહારનાં ઝાડોના ઝુંડ પર ઠરી હતી. સાહેબ શું વિચાર કરતા હતા? ક્યાં ઘર, ક્યાં બહાર અને ક્યાં આ અંતરિયાળ એકલા બંગલામાં? નહિ કોઇ માણસ, નહિ કોઇ દોસ્ત. તેમની ખુરસી પાસે બેઠેલો ધોળો કૂતરો સળવળ્યો. સાહેબની નજર બહારથી ઓરડામાં આવી. તેમણે આંખ ફેરવી.

રસોયણ ત્યાં સંકોચાઇને ઊભી હતી. તેનું મોં આજે કેમ રોજથી જુદું હતું? ગમે તેવા મોંને પણ લજ્જા અને સંકોચ રમ-

ણીય કરી મૂકે છે. સાહેબ ઘડીભર આંખોના નિર્ણયને માની ન શક્યા. તેમણે બેઠા થઇને પૂછ્યું.

'ક્યા ?'

'સાહેબ...' જમના બોલીને અટકી પડી.

'બોલો ન!' સાહેબના અવાજમાં સહેજ નિકટતાનો ભાવ પ્રગટયો.

'સાહેબ, મારે એક છોકરો છે. એનું કાંઇક કરી દો...'

'તેરેકો લડકા હૈ ?...અચ્છી બાત...ઉસકો નૌકરી ચાહિયે!' સાહેબ બોલ્યા. એમના શબ્દોમાં પ્રસન્નતા હતી.

'અચ્છા હો જાયગા' તેમણે કહ્યું અને પછી ઉમેર્યું, 'હમકો પાની પિલાઓ જરા!'

જમના આભારવશ થઇ ગઇ હતી. પાણીનો ચમકતો પ્યાલો લાવીને તેણે સાહેબના હાથમાં મૂક્યો. પ્યાલો લેતાં લેતાં સાહેબનાં આંગળાં તેનાં આંગળાંને અડયાં. નીચું જોતાંજોતાં પાણી પીતા સાહેબની આંખો ઊંચી થઇ અને જમના તરફ વળી. જમના તેમની સામે જ જોઇ રહી હતી. સાહેબને મન આજે દુનિયા જુદી જ બની જવા લાગી.

બહાર વીજળી ચમકી. વાદળનો કડાકો થયો.

'રસોડામાં ઢાંકી આવું, કશુંક પલળી જશે!' કહેતી જમના ચાલી ગઇ.

[ ૫ ]

એક દિવસે સાહેબ ઊઠીને જુએ છે તો ઓટલા પર તેમનો ધોળો કૂતરો લાંબો થઈને પડ્યો હતો. એમને આવતા જોયા છતાં તે સળવળ્યો નહિ. તેમણે પાસે જઈ પગ વતી તેને સહેજ હલાવ્યો. કૂતરાનું શરીર લાકડા જેવું થઈ ગયું હતું. તેમણે નીચા વળી જોયું તો કૂતરાની ખુલ્લી આંખ કાચ જેવી ફિક્કી નિર્જીવ હતી. સાહેબથી ઘડીભર ઊભા ન થવાયું.

કૂતરાને દટાવીને સાંજે સાહેબ ઓટલા પર બેઠા હતા. બાજુએથી શનિયો આવ્યો, અને તે જ વખતે આ તરફથી રવેશમાંથી જમના આવી. બંને જણ સાહેબની પાસે આવીને ઊભાં. સાહેબ ઉદાસ હતા. શનિયાનું હૃદય પણ દ્રવતું હતું. તેણે સલામ કરી, અને પછી ધીરેથી બોલ્યો.

'સાહેબ, મારો કૂતરો આપનો જ છે ને ? અને કહેતા હો તો બીજા બાર કૂતરા લાવી આપું !'

સાહેબ જરા હસ્યા અને એટલું જ બોલ્યા:

'તુમ બહુત અચ્છા આદમી હૈ !' અને અંદર ચાલ્યા ગયા. જમના સાહેબની પાછળ અંદર ગઈ. જતાં જતાં તેણે પાછી નજર નાખી. શનિયો તેની સામે જોઈ રહ્યો હતો. જમનાને જોઈ તે સહેજ હસ્યો. જમના પણ હસી.

લાલિયો હવે જરા વધારે મહત્ત્વ પામ્યો. સાહેબ તેને સાથે ફરવા લઈ જતા. ધોળિયાનો સુંદર ગળપટો પણ તેના ગળા ઉપર શોભવા

લાગ્યો. પણ તે હજી ગામડિયો જ રહ્યો. ધોળિયાના જેવી શહેરી સફાઈ તે કદી ધારણ કરી શક્યો નહિ. તે ગમે તેવા ખરડાયેલા પગે પણ સાહેબની ઑફિસમાં ઘૂસી જતો અને જાજમ પર પગલાં પાડી આવતો. સાહેબ તેને પંપાળતા તે તેને હંમેશાં ગમતું નહિ. તેના કરતાં શનિયાનો કઠોર ડચકારો અને તેના અણીવાળા જોડાની લાત તેને મીઠાં લાગતાં. સાહેબની જોડે મોટરમાં પણ તેને બહુ ગોઠતું નહિ.

સાહેબે એક દિવસ શનિયાને કહ્યું:

'હમકો એક દૂસરા કુત્તા ચાહિએ, યે અચ્છા નહીં!'

શનિયાએ મૂગે મોંએ સલામ ભરી. બીજે દિવસે એક બદામી રંગની મુલાયમ વાળવાળી લાંબી ગદ્દી કૂતરી લઈ આવ્યો. કૂતરી આવતાં વેંત સીધી જઈને સાહેબના બૂટને ચાટવા લાગી, અને ચળકતી આંખો ઊંચી કરી સાહેબ સામે જોવા લાગી.

થોડા જ દિવસમાં કૂતરી બંગલાની રાણી બની ગઈ.

ચોમાસું બેસી ગયું હતું. બંગલાની આસપાસનો બગીચો લીલોછમ થઈ ગયો હતો, અને ધોવાયેલાં ઝાડ, વાદળ ઊઘડતું ત્યારે મનોરમ રીતે ચમકતાં હતાં. એ ઝાડવાંની ઓથે લાલિયો અને બદામી દોડંદોડા કરતાં, ગેલ કરતાં અને એક બીજા પાછળ દોડતાં. તેમની વસંત શરૂ થઈ હતી.

સાહેબ કેટલીક વાર બહુ રસથી આ લોકોની રમત જોઈ રહેતા, અને સહેજ વિકળતા અનુભવતા. સાહેબ વરંડામાં બેઠા હોય અને સામે આમ કૂતરાં ગેલ કરતાં હોય ત્યારે જમના આવીને પૂછતી, 'સાહેબ ચા બનાવી આપું?'

'અચ્છા !' સાહેબ બોલતા.

અને ટ્રેમાં મૂકેલી ચાને બનાવીને પીતાં પીતાં પાસે ઊભેલી જમના સામે કદીક જોતા. આજે એવી રીતે ચા પીતાં પીતાં તેમણે જમનાને પ્રશ્ન કર્યો:

'ક્યા, તુમ ચા નહીં પીતી ?'

'મેં પીધી છે, સાહેબ !'

'નહીં નહીં, હમારે સાથે નહિ પીઓગી ?'

'ના...!' જમના બોલી. તેના મોં પર એક શેરડો પડ્યો.

'નહીં, પીના હોગા !' સાહેબે બીજા એક કપમાં ચા કાઢીને બનાવીને આપી. સાહેબે લંબાવેલા હાથમાંથી જમનાએ કાચનો પ્યાલો લીધો.

તે જ ક્ષણે લાલિયો ઘુરકતો અંદર ધસી આવ્યો, અને અચાનક ભોંઠો પડી ગયો હોય તેમ આમતેમ જોઈ પાછો ફરી, ધૂળ ઉડાડતો હોય તેમ, પાછલા પગથી જાજમ ઉપર ઘસરડી તે પાછો ચાલ્યો ગયો. તે બદામીની શોધમાં નીકળ્યો હતો એ ચોક્ખું દેખાતું હતું.

કોણ જાણે કેમ લાલિયો હવે બહુ વિચિત્ર બની ગયો હતો. તે આમ ગામડિયો તો હતો જ. પણ થોડા વખતથી બે ત્રણ વાર એવું બન્યું કે, જમના અને સાહેબ સાથે બેઠેલાં હોય ત્યારે જ તે અંદર ધસી આવેલો ને બદામીને ન જોઈને નિરાશ થયો હોય કે કોઈ બીજા કારણે તે પેલાં બે જણના વાર્તાલાપમાં મોટો વિક્ષેપ કરી ગયેલો.

સાહેબને આ કૂતરા ઉપર એકદમ અણુગમો પ્રગટી આવ્યો. તે લાલિયા પર ચિડાવા લાગ્યા, અને પોતાના ઓરડામાં તે આવે તે તેમને અસહ્ય લાગવા માંડ્યું.

[ ૬ ]

એક દિવસે શનિયાએ ખાતી વેળા જમનાને બહુ જ પ્રસન્ન જોઈ. શનિયો દૂર બેસીને પોતાની થાળીમાં દૂધપાક પૂરી વગેરે જમી રહ્યો હતો. તે જ્યાં રસોડાના બારણા પાસે બેઠો હતો ત્યાંથી બહાર ચોકમાં ચાંદની દૂધપાક જેવી રેલાતી હતી. જમના ધીરેથી બોલીઃ

‘ શનિયા ! ’

શનિયાએ ઊંચું જોયું. જમનાએ ડોકનો એક લહેકો કર્યો. તે લાલ અબોટિયું અને ધોળી ચોળી પહેરીને રાંધતી હતી. ચોળીની બાંયની કિનારને અંદર આંગળી ફેરવીને ઠીક કરતી તે બોલીઃ

‘ હરિશંકરને સાહેબે નોકરી અપાવી.’

‘બહુ સારી વાત.’ શનિયો જમ્યે ગયો.

જમના આમ હસતી હતી તે તેને ગમતું ન હતું. હવે તો જમનાએ કાળાં લૂગડાં ઓછાં કરી મઝાના લાલ પોમચા પણ પહેરવા માંડ્યા હતા. બેશક, એ એમાં રૂપાળી દેખાતી પણ...શનિયો મનમાં બબડતો, કે ‘ભૂંડી અવતાર તો બોળવા નથી બેઠી ને?’

પોતાની ખાટલી પર બેસીને ચૂંગી પીતાં પીતાં તેણે જમનાને તે રાતે લાલ ચટક પોમચો પહેરીને સાહેબના ઓરડામાં જતી જોઈ.

તેના ખાટલા પાસે બદામી અને લાલિયો એક બીજા પાસે લપાઈને બેઠાં હતાં.

શનિયાને ઘર સાંભરી આવ્યું. ડોસો અને ડોસી અને બહુ નાની હતી એટલે આણું ન કરેલી એવી વહુ, તેને યાદ આવ્યાં. તેણે ચુંગી ઢાલવી નાખી અને પછેડીને ઠેઠ માથા લગી ખેંચીને તે ચત્તોપાટ થઈને સૂઈ ગયો.

સવારે દૂધવાળી રબારણે બહુ બૂમો પાડી પણ કોઈ દૂધ લેવા નીકળ્યું નહિ. શનિયો પડ્યો પડ્યો તેની બૂમો સાંભળતો હતો. રબારણે આવી તેને પગના અંગૂઠાથી ઢંઢોળ્યો.

'કેમ અલ્યા, કોઈ સાંભળતું નથી?'

માથેથી પછેડી ખસેડીને તે એકદમ બેઠો થઈ ગયો. તેનો મિજાજ ગયેલો જોઈ રબારણ રાતા દાંતથી હસી અને ઠમકો કરી બોલીઃ

'વાહ રે રાજા સાબ, આવડા તે શો રોફ?...લે હેંડ, દૂધ લઈ લે હવે!'

'લેશે જે લેતી હશે તે! મારું માથું પક્યું છે તો માથું ભાંગી નાખીશ.' કહી તેણે ફરીથી આડા પડીને સોડ ખેંચી.

'તો તો હું તારી જ પાસે લેવડાવવાની!' અને તે તેની પાસે ખાટલી પર બેસી ગઈ.

તેણે ચોમેર નજર નાખી. પોતે આજે વહેલી નીકળી આવી હતી કે શું? હજી થોડું થોડું અજવાળું થયું હતું. ધરતી અને આકાશ

બંને હજી એક બીજાની બાથમાંથી તદ્દન છૂટાં થયાં ન હતાં. આછું આછું અજવાળું તેમને કહેતું હતુંઃ હવે બહુ થયું, રાત બહુ ટૂંકી પડતી લાગે છે! વાતાવરણમાં એક જાતની એવી નિકટતા હતી કે તે વખતે કોઇ પણ પારકું ન લાગે!

શનિયો, વાંકડી મૂછોવાળો જુવાન રબારણને ગોઠી ગયો હતો. પણ એ કંઈ પત કરતો ન હતો. રબારણે શનિયાને કૂખમાં ગોદો માર્યો.

'હવે ઉઠો રાજાના કુંવર!'

શનિયાએ બેઠા થઈ હસતે મોંએ રબારણને એક અડબોત લગાવી દીધી. રબારણના માથા પરની કીડિયાંથી ભરેલી ઈંઢોણી નીચે ગબડી પડી. રબારણના મોંમાં ગાળ આવીઃ

'તારો...!' પણ તે પૂરી ન બોલતાં મલકી પડી.

'જા હવે. સમીસમી રસોડામાંથી તપેલી લઇને દૂધ મૂકીને જતી રહે, નહિ તો સાહેબ ગોળીએ દેશે.'

'દીધાં હવે!' કહી તે ખાટલા પરથી ઊઠી અને બે ય હાથથી ઘાઘરો ખંખેરવા લાગી.

પાસે સૂતેલાં બદામી અને લાલિયો સળવળ્યાં. રબારણના તરફ જોઈ ને લાલિયો ઘુરકયો અને પૂછડી પટપટાવતો ઊઠીને બગીચામાં ફરવા દોડી ગયો.

'શું મુવાં કૂતરાં ય તે!' હોઠને મરડીને રબારણ બોલી.

'તે શું છે?' શનિયાએ પૂછ્યું.

જવાબમાં રુબારણુ માત્ર હસી.

થોડી વારમાં સાહેબના ઓરડામાંથી લાલિયાના ભસવાનો અવાજ સંભળાયો. તેનું હસવું એકદમ વધી પડયું. શનિયો સફાળો બેઠો થયો. ઓરડામાં કશી ઝપાઝપી થતી તેને લાગી. તે ઓરડા તરફ જવા લાગ્યો. ત્યાં જ અધખોબડા બારણુામાંથી લાલિયાને છટકી આવતો તેણે જોયો. તરત જ બારણુામાં સાહેબ દેખાયા. તેમના એક હાથમાં હંટર હતો. કૂતરો ચાઉં ચાઉં કરતો હતો. તેને ઘણા ફટકા વાગ્યા હશે. સાહેબે ફરીથી હંટર ઊંચકયો.

શનિયાથી આ જોયું ન ખમાયું. તેનામાં ખુન્નસ ઉભરાઇ આવ્યું તેના મોંમાંથી શબ્દો નીકળી ગયાઃ 'લાલિયા, છૂસ!'

લાલિયો એકદમ પાછો ફર્યો, અને વરૂના વેગથી સાહેબ સામે ધસ્યો.

ધન......

અવાજ થયો. સાહેબના હાથમાંની પિસ્તોલના નાળચામાં થોડીક ધુમાડી સવળતી હતી.

લાલિયો પછડાઇને ભોંયે પડયો. શનિયો આગળ ધસ્યો. 'સાહેબ કૂતરો મારો...!' તેણે ત્રાડ નાખી.

ધન......

બીજી ગોળી શનિયાની પાસે થઇને ચાલી ગઇ.

શનિયાની આંખે ક્ષણેક અંધારાં આવી ગયાં. તેણે આંખો

ઉઘાડીને જોયું તો જમના લાલ પોમચાનો છેડો છાતી પર સમો કરતી સાહેબના ઓરડાના બારણામાં ઊભી હતી.

શનિયો કૂતરા પાસે ગયો. તેના ડોળા ફાટી ગયા હતા. ગળા પાસે એક કાળું કાણું પડયું હતું. સાહેબ કૂતરા પાસે આવ્યા. કૂતરો છેલ્લાં ડચકાં ખાતો હતો. સાહેબે ત્રીજી ગોળી છોડી કૂતરાને પૂરો કર્યો, અને અંદર ચાલ્યા ગયા.

રખારણ અને જમના મૂંગાંમૂંગાં રસોડા તરફ ગયાં. શનિયો કૂતરા પાસે બેસી પડયો. મૃત્યુની રિક્તતાથી ભરેલો સમય કોણ જાણે કેટલો યે વહી ગયો. શનિયો ત્રાસભૂખદુઃખ બધું ભૂલી ગયો હતો. લોહીથી લદબદ થયેલા કૂતરાને તેણે, કપડાંની પરવા કર્યા વગર ખભે ઉપડયો, ખાટલી પાસે પડેલા પોતાના જોડા પહેર્યા, લાકડી અને ફેંટો એક બગલમાં માર્યાં અને લીલાછમ બગીચાની વચ્ચે થઇને ફૂલની ગાંસડીને ઉપાડી જતો હોય તેમ કૂતરાને લઇને તે બહાર નીકળી ગયો.

જતાં જતાં શનિયાને મોગરો યાદ આવ્યો. તે પણ આવી જ એક સવાર હતી. તે દહાડે તો મોગરાને મોઢે જાણે માત્ર ગોરાણીએ થોડુંક કંકુ જ ચોપડી આપ્યું હતું. પણ આજે તો તેણે આ લાલિયાને આખો ને આખો કંકુમાં રંગાવી આપ્યો હતો!

નારસિંહ ઠાકોર વટથી જતા હતા. એમણે એક હાથમાં એનેમલનું ધોળું ચા ભરેલું ટંબલર, તેના ઉપર ઢાંકેલી રકાબી અને બાકી રહેલી આંગળીઓ ઉપર સિફતથી ટીંગાવેલા ત્રણેક પ્યાલા કોક કુશળ નટની અદાથી લીધા હતા, અને બીજા હાથે બે આંગળી વચ્ચે બીડી પકડી લહેરથી ફૂંક લેતા હતા. એમની બાપદાદાની ઠકરાતમાંથી એમને જે કાંઈ વારસો મળ્યો હતો તે માત્ર આ એમની સોટા જેવી અને વરસે વરસે ઝડપથી છટકતી જતી કાયાનો જ હતો. અધીં ચડ્ડીમાં અંદર ખોસી દીધેલું પહેરણ, તથા શહેરી ઢબે કપાવેલી બાબરીને લીધે એમને બીજા શહેરી છોકરાથી જુદા પાડવા જરા અઘરું થઈ પડે. પણ એ ઠાકોરને એમના અસલ રજવાડાશાહી પોશાકમાં–ચોરણો, કડિયું ને ફાળિયામાં જુઓ તો ઠાકોર ખરેખર ઠાકોર હતા એમ લાગ્યા વિના ન રહે. શહેરીપણું તેમની અંદર ઉતરતું જતું હતું છતાં ઘોડી ઉપર બેસનાર કાઠીની ચપળતા તેમની ચાલમાં હતી. ખુલ્લી પિંડીઓ, અર્ધા ખુલ્લા હાથ, ડોકનો વળાંક, અણિયાળું નાક, નાના નાના હોઠ, સહેજ અણીદાર દાઢી અને બાલના ઘઉંનો રંગ, એમને સોહામણા તરીકે જરૂર પાસ કરી દે. પણ એ બધી ઠકુરાઈને હોટેલના કાતરિયામાં પડી રહેતી પોતાના ચોરણા–કડિયાની પોટલીમાં બાંધી રાખીને ઠાકોરે હમણાં તો આ હોટેલમાં વરધીઓ પૂરી પાડવામાં જ ખત્રીવટ દાખવવાની હતી.

તેઓ અત્યારે એક હૅરકટિંગ સલૂનમાં ચાની વરદી પૂરી પાડવા જતા હતા.

નારસિંહ

'અરે વાહ, ઠાકોર, તમે જાતે કંઈ આવ્યા ને!' હૅરકટિંગ સલૂનના સ્વામીએ તેમને જોઈને આનંદભર્યો પ્રશ્ન કર્યો.

ઠાકોરે અર્ધી પીધેલી બીડીને પગથિયા પર ફેંકીને પગથી મસળી નાખી. તેઓ એક પિચકારી લગાવીને થૂંક્યા, અને માથાની બાબરી હાથથી ઉછાળીને, જાણે બોલતા જ ન હોય તેવી રીતે બોલ્યા.

'હા!'

અને સલૂનની અંદરનાં ચિત્રો મૂંગામૂંગા જોઈને થોડીવારે ઉમેર્યું, 'આપણે શું? જ્યાં કહે ત્યાં આ ચાલ્યા!' અને તેમણે પ્યાલાઓમાં ચા કાઢવા માંડી.

'ઠાકોર, બરાબર લાવ્યા છો ને? પેલા કબાટ પાછળથી બીજો એક કપ કાઢીને એક વધારે બનાવજો!'

'હા, રાજા, તમે કહો તેટલા બનાવું.' અને ચા ભરતાં ભરતાં બોલ્યા, 'આપણે કસર કરનારા નહિ. ઓછી કરતાં અરધો કપ આપણે તો વધારે જ નાખી લાવવાના!'

સલૂનમાં અત્યારે ખાસ ઘરાકી નહોતી. એકાદ બે ઘરાકની દાઢી બની રહી હતી. સલૂનના માલિક તથા તેના મહેમાનો ચા પીતા હતા તે દરમિયાન નારસિંહજી ભીંત ઉપરની ભાતભાતની છબીઓ જોવામાં વળી રોકાયા. આવી છબીઓ તો અનેક વાર જોઈ હતી. હોટેલમાં ય ક્યાં ઓછી હતી? પણ તેમનો રસ ઘટવાને બદલે રોજબરોજ વધતો જતો હતો. એક અર્ધનગ્ન ગૌરાંગીની છબી ઉપર તેમની નજર મંડાયેલી જોઈને સલૂનના સ્વામીએ પૂછ્યું.

'કેમ ઠાકોર ? પસંદ આવે છે ?'

ઠાકોરે કંટાળાથી હોઠ બીડયા, પિચકારી લગાવીને બહાર થૂંકયા, અને બોલ્યા, 'છીઃ પતલી કમરિયાંવાલી નથી !'

અને બધા ખડખડાટ હસી પડયા.

'વાહ ઠાકોર, તમે કહેતા હો તો તેવીની વરદી આપીએ !...લો જરા, ચાર કાતરછાપ લઈ આવો ને ?' કહી સલૂન સ્વામીએ એક આનો આપ્યો.

નારસિંહજી સિગારેટો લઈ આવ્યા. ત્રણ સિગારેટો મહેમાનોએ સળગાવી. વધેલી ચોથીને સળગાવવાનું નારસિંહને કહેવામાં આવ્યું.

ઠાકોર સિગારેટ વટથી સળગાવી, તેનો છેડો મૂઠીમાં પકડી ચલમની પેઠે દમ લેવા લાગ્યા. અને કપ રકાબીઓને ભેગાં કરતાં કરતાં બોલ્યા.

'સારંગભાઈ, જરા કટ લઈ આપો ને ?'

'હો !' સલૂનના સ્વામીએ પૂછ્યું. 'કાં કંઈ તૈયારી કરી છે કે શું ?'

'સહેજ, જરા 'ચાબુકવાળી' જોવા જવાનો વિચાર છે.'

'અરે મગના, જો આ ઠાકોરની કટ બનાવી દે બરાબર.' હુકમ છૂટયો. 'ઠાકોરનો જરા વટ પડે એવી !'

મફતમાં કટ બનાવડાવીને તથા રકાબી પ્યાલા અને ટંબલરને એક હાથમાં લઈ નારસિંહજી બીજો હાથ કટ ઉપર ફેરવતા પગથિયાં ઉતરવા લાગ્યા.

રસ્તા ઉપર જરા ભીડ હતી. સ્ત્રીઓનું એક રમણીય ટોળું જતું હતું. ઠાકોરની નજર તેમાં ભૂલી પડી. તે પગથિયું ચૂક્યા, પછડાયા. ખણુંગ કરતાં રકાબી પ્યાલા પગથિયાના પત્થર પર અફળાયાં. પડતાં પડતાં પણ ઠાકોરે બહુ સિફ્ત વાપરી. માત્ર એક જ પ્યાલો ફૂટ્યો. પ્યાલો ફૂટ્યો પણ તેનો કાન તો તેમની આંગળી પર વળગી રહ્યો.

'હાં હાં, સંભાળો, ઠાકોર!' સારંગભાઈ બોલ્યા. 'બરાબર રસ્તા પર ઉતરીને પછી જુઓ.' અને સલૂનની અંદર આછું હસવું ગુંજી રહ્યું.

કાંઈ જ ન બન્યું હોય તેમ નારસિંહજી પેલા ટોળાની પાછળ પાછળ આંગળી પર લટકી રહેલા કપના કાનને નિરખતા નિરખતા ચાલવા લાગ્યા. રસ્તામાં આવતી કચરાપેટીમાં તેમણે કપનો કાન એક ગાળ બોલીને ફેંકી દીધો. અને ઝડપથી હોટેલ તરફ ચાલવા માંડ્યું.

હોટેલમાં પેસતાં જ ગલ્લા ઉપર બેઠેલા માણસે તેમને ટોક્યા. 'કેમ અલ્યા? ક્યાં રવડ્યા કરતો હતો? સુવ્વર, વરદી આપવા જાય છે કે રખડવા?' ઠાકોરની જીભ પર શબ્દો આવી ગયા 'સુવ્વર, તારો બાપ!' પણ મોઢેથી તેને કાંઇ જવાબ આપ્યા વિના ઠાકોર રસોડાની અંદર ચાલ્યા ગયા. અંદરથી બૂમ પડતી હતી: 'ઠાકોર, ઠાકોર, ચાલો જલદી. બીજી વરદી ઉપર જવાનું છે.' બહારથી મહેતાની બૂમ પડી. 'અને ઠાકોરને નામે એક પ્યાલો લખી નાખજો. ફોડી નાખ્યો છે!'

[ ૨ ]

ઠાકોર કાઠિયાવાડના વતની હતા, અને વખાના માર્યા શહેરમાં આવી ચડ્યા હતા. અફીણ ખાતાં ખાતાં મરી ગયેલા, નારસિંહજીના

પિતા વાઘુભાએ જમીનજાગીર બધી દેવામાં ખલાસ કરી હતી. એક ઓરડું રહ્યું હતું. તેમાં મા અને બેન રહેતાં હતાં. બેનનાં લગન ઉકલી ગયાં હતાં. થોડા વખત પછી એને સાસરે વોળાવવામાં ઘરની જે કાંઇ બચત હતી તે ભેગી કરીને વાપરી નાખવી પડી હતી. હવે ઓઝલમાં રહીને કરી શકાય એવો છીંકણી વાટવાનો ગૃહઉદ્યોગ મા કરતી હતી. પણ છોકરાનું શું કરવું ? છેવટે એક ઓળખીતાએ કહ્યું:

'ચંદન બા, તમે કહેતા હો તો છોકરાને ઠેકાણે પાડી આપું. આ શહેરમાં કાંઇક ગોઠવી દઉં.'

અને તેણે નારસિંહજીને શહેરની એક હોટેલ અને વીશી જેમાં ભેગી હતી તેવા 'મહાલક્ષ્મીવિલાસ'માં ગોઠવી દીધા.

ચોરણો, કડિયું, માથે ઑડિયાં, ગામડિયા જોડા એવા વેશમાં દસ વરસના નારુભા હોટેલના છોકરાઓને કુતૂહલનો વિષય થઈ પડયા. નારૂભાને પણ આ દુનિયા એટલી જ કુતૂહલભરી લાગી. સર્કસમાં, જંગલમાંથી પકડી આણેલા પ્રાણીને સર્કસનાં બીજાં પ્રાણી જેવાં લાગે તેવું નારસિંહજીને લાગતું હતું. હોટેલનો ભપકો, ટેબલો, દીવા, પંખા, અરીસા, જાતજાતની વાનીઓ, ચમકતો ગલ્લો અને તે પર ખનખનતા પડતા પૈસા અને અત્યંત સ્વસ્થ રીતે બિલો તારમાં ભેરવ્યે જતો ગલ્લા પર બેસનારો; બીજી બાજુ ટેબલે ટેબલે ફરતા મહેતાઓ, વાનીઓ આપી જતા છોકરાઓ, તેમની અંદરોઅંદરની ચપળ વાતચીત; અને ત્રીજી બાજુ અનંત વૈવિધ્યવાળા, અનેક જાતના સ્વભાવવાળા ઘરાકો: એ બધું નારુભાને કોક અગમ્ય, મોહમયી ભ્રમજનક સૃષ્ટિ જેવું લાગવા માંડયું.

'અરે મહેતા, આને—શું તારું નામ અલ્યા ?' ગલ્લા પર

બેઠેલા માણસે નારુભાને પૂછ્યું. પેલા ઓળખીતા એને જ નારૂભા બાળવી ગયા હતા.

'નારસિંહજી!' છોકરાના મોંમાંથી કોમળ મંદ અવાજ આવ્યો.

'ઓહો!' પેલો જરા હસ્યો અને એક યંત્ર જેવા અવાજે બોલ્યો:

'અરે આ નવા ઠાકોરને લઈ જાઓ. અને કંઈક બતાવો.' અને ઠાકોર તરફ ફરીને તે બોલ્યો, 'જાઓ ઠાકોર.' અને વળી બૂમ પાડી બોલ્યો, 'અને આ પેલો દલિયો જતો રહ્યો છે તેનાં લૂગડાં પણ ઠાકોરને આપજો.'

મહેતાએ હાથમાંની પેન્સિલ હલાવી ઠાકોરને પોતાની પાછળ આવવા જણાવ્યું. અરીસાનો પાછળનો ભાગ જેવો ખાલી, લુખ્ખો અપારદર્શક, અંધ, ગંદો હોય છે તે જ પ્રમાણે હૉટેલોના, હૅરકટિંગ સલૂનોના, દુકાનોના અને મોટા થીયેટરોના અંદરના ભાગ હોય છે. ચમકતા પડદા પાછળ આકૃતિહીન રંગનાં ધાબાં અને અંધારું જ હોય છે. એક અર્ધી અંધારી ઓરડીમાં એક ખૂંટી પરથી ચડ્ડી અને ટૂંકું ખમીસ મહેતાએ ઠાકોરને આપ્યું ને કહ્યું, 'આ પહેરી લો. અને તમારી પોટલી અહીં મૂકજો, અને જાવ પણ નળ આગળ રકાબી પ્યાલા ધોવા લાગો. જોજો, ફૂટે ના. હોં!'

અને તે ચાલ્યો ગયો. ઠાકોર ચડ્ડી ખમીસ પકડીને કેટલીય વાર ઊભા રહ્યા. એ અંધારું, પાસેના એ ચુલાઓનો ધુમાડો, એ વાસણોનો ખખડાટ, નારુભાના મગજમાં જાણે કે કાંટાની પેઠે વાગવા લાગ્યાં. તે રોઈ પડ્યા અને ખૂણામાં લપાઈને ઊભા રહ્યા.

એ ઘર, એ મા, એ લીંપેલા આંગણામાં આવતો તડકો, એ પાદર, એ વડલો, એ ધણ, એ તળાવ, એ વાછરાં, અને એ પાવા વગાડવાની મઝા!

'ક્યાં છે પેલા ઠાકોર?' કોઈકે ઠાકોરને ઢંઢોળ્યા.

'અલ્યા ઊંઘી ગયો છે કે? ઊઠ, ચાલ ખાવા.' કોક છોકરાએ તેમને બાવડું પકડી ઊભા કર્યા.

ખાવાનું ઘર કરતાં તો ઘણું સરસ હતું, પણ ઠાકોરને તે ન ભાવ્યું. તેમના મનમાં એક જ શબ્દ રમી રહ્યો હતો, 'મા, મા!' અને લુખ્ખો રોટલો પીરસતી મા તેમની નજર આગળ આવી રહી.

છૂટું ઢોર ખીલે બંધાતાં હિજરાય તેમ ઠાકોર હિજરાવા લાગ્યા. પણ ધીરે ધીરે એમને બધું સદવા લાગ્યું, પેલો ઓળખીતો એમની ખબર કાઢી જતો, માની ખબર આપી જતો, અને ઠાકોરના પગારમાંથી થોડો ભાગ માને પહોંચાડવા લઈ જતો.

હોટેલના જગતમાં તેમનું સ્થાન ધીરેધીરે નક્કી થતું ગયું. તેમનાથી ય નાની ઉમ્મરના છોકરાઓ ત્યાં હતા. મોટા તો હતા જ. એ બધાનું ખાવાનું તથા સૂવાનું હોટલમાં જ રહેતું. મોટા છોકરા નાના છોકરા પર તો રોફ કરતા જ, પણ આ નવા છોકરા પર તો નાના પણ રોફ કરી જતા. શરૂઆતમાં તો થોડા દિવસ નારુભાએ એ વેઠી લીધું પણ એક દિવસ એક નાનું ગટિયું છોકરું બીડી પીતું પીતું ઠાકોરની મશ્કરી કરવા લાગ્યું. નારુભાએ એ ગટિયાને બાવડેથી પકડ્યો અને તેના જ મોમાંથી બીડી ખેંચી કાઢીને તેના ગાલ પર ચાંપી દીધી. છોકરું ચીસો પાડવા અને ઘડાયેલી ગાળો દેવા લાગ્યું. પણ તેનું કોઈએ સાંભળ્યું નહિ.

કંતાયેલા શરીરવાળા એ છોકરાઓ કરતાં નારુભામાં બળ તો બેશક વધારે હતું. પરંતુ શહેરના છોકરાઓની પટુતા તેમનામાં ન હતી. પણ તે પણ ધીરેધીરે આવવા લાગી. તે સફાઈથી બીડી પીતાં, ગાળ દેતાં, ઉઠાઉગીરી કરતાં, દાટી દેતાં શીખ્યા. તેમનાથી નાની ઉમ્મરના બધા છોકરા તેમનું કહ્યું માનતા, અને એક વાર તેમની ફરિયાદથી એક છોકરાને રજા આપવામાં આવેલી ત્યાર પછી મોટી ઉમ્મરના છોકરાઓ પણ ઠાકોરને નારાજ ન કરવામાં પોતાની સલામતી માનતા. ઘણી વાર ઠાકોરનું કામ પણ બીજા કરી આપતા. રાતે ત્રણ વાગે ઊઠવાનું હોય ત્યારે તે થોડા વખત સૂઈ પણ રહેતા. એ નાના જગતમાં ગાઢ મિત્રતાઓ પણ બંધાતી અને કાતિલ શત્રુવટો પણ રચાતી.

એક વાર હોટેલમાં બારેક વાગે ઘરાકી બંધ થયા પછી એક સંપૂર્ણ નગ્ન સ્ત્રીની એક મોટા કદની છબી ટીંગાવાઈ રહી હતી. ખીલીઓ ચોડનારાઓ લહેરથી કામ કર્યે જતા હતા. વચ્ચે વચ્ચે ગરમાગરમ ખુશ્બૂદાર વાતો પણ ચાલતી હતી. ધીરેધીરે હોટેલના બધા છોકરાઓ પણ ત્યાં ટોળે વળ્યા. એકબીજા સામે આંખમીંચામણાં ચાલતાં હતાં, તેવામાં એક મોટો માણસ બોલ્યો:

'જાવ રે, છોકરાં, સૂઈ જાઓ બધાં. શું જોવા ભેગા થયાં છો?'

રસોડાની પાસેના એક કાતરિયામાં જ્યાં એકબાજુ લાકડાં, એક બાજુ ચોકડી, અને એક બાજુ અનાજ પડી રહેતું તેમાં છોકરાઓ સૂતા હતા. વીજળીનો એક ઝાંખો દીવો તેમાં બળતો રહેતો. નારુભાને ઊંઘ ખૂબ જ આવતી. સૂતા પછી ધરતીકંપ થાય તોય તે જાગે તેમ ન હતું. ઊંઘમાં તેમને વિચિત્ર પ્રકારના અવાજો, સીસકારા સંભળાતા, પણ જાગ્યા પછી સ્વપ્નની પેઠે એ બધું ઊડી જતું.

આજે બધા છોકરાઓ ધીરેધીરે ઓરડા તરફ ગયા. બે ત્રણ ગંદી ગોદડીઓ લાંબી પાથરી તેમાં બધા ઝુકાવતા હતા. જતાં જતાં દરેક જણ પેલી છબી તરફ નજર નાખતો જતો હતો. એ બધાંની નજરથી પ્રેરાઈ નારુભાની નજર પણ પેલી છબી તરફ વિશેષ કુતૂહલથી ગઈ. તેમના મનમાં કંઈક ન સમજાય તેવો સળવળાટ થયો. તેમની આગળ બે છોકરા એકબીજાના ખભા પર હાથ નાખીને ચાલતા હતા. જેને ઠાકોરે બીડી ચાંપી દીધી હતી તે છોકરો ધીરેધીરે ઠાકોર તરફ અહોભાવથી જોતો થયો હતો. તેણે આવી ઠાકોરના હાથમાં હાથ નાખ્યો અને બોલ્યો, 'ઠાકોર, મને પેલો લખમણ બહુ સતાવે છે.'

ઠાકોરે કંઈ જવાબ ન આપ્યો.

બધા સૂઈ ગયા. પણ ઠાકોરને કોણ જાણે કેમ ઊંઘ ન આવી. સૂતા સૂતા બધા ઘુસપુસ ઘુસપુસ વાતો કરતા હતા.

'અલ્યો, હવે લાઈટ હોલવી નાખું છું.' કહી લખમણે ઊભા થઈ લાઈટ હોલવી નાખ્યું.

નારુભા ઊંઘમાં સરવા લાગ્યા. પણ પેલી છબી તેમને વિચિત્ર રીતે બેચેન કરવા લાગી.

દરેક જણાની સૂવાની જગ્યા લગભગ મુકરર હતી.

'ઓ ! મારો પગ ચબદાયો!' પેલા ગટિયાએ બૂમ પાડી.

'હવે સૂઈ રહે, વહુ!' લખમણનો ઘુંડો અવાજ સંભળાયો. બધા છોકરાઓમાં એ સૌથી વધારે ઘુંડો હતો.

ઠાકોર એક બાજુ છેલ્લા સૂતા હતા. થોડી વારે તદ્દન શાંતિ થઈ ગઈ. કોણ જાણે કેટલો ય વખત ચાલ્યો ગયો. ઠાકોરને સ્વપ્નો આવવા લાગ્યાં. જાણે કે કોઈ મોટી મોટી ગાડાના પૈડા જેવડી લાલ પીળી જલેબી ઉતારતું હતું. એકદમ કોઈ એ ચીસ પાડી: 'ઓ બાપરે!'

અને પછી છૂટથી ગાળો સંભળાવા માંડી. અવાજ ગટિયાનો જ હતો.

નારુભા એકદમ જાગી ગયા. અને કૂદકો મારી ઊભા થઈ તેમણે લાઈટ કર્યું. ઝાંખો દીવો પણ તેમની આંખને ઝંખવાવી રહ્યો. અને એકદમ બે ચાર અવાજો આવ્યા.

'એ સુવ્વર, કોણે લાઈટ કરી? હોલવી નાખ! હોલવી નાખ!'

અવાજોમાં એક જાતની ભયાનકતા હતી. નારુભાએ આંખો ચોળી. તેમણે બહુ જ વિચિત્ર દૃશ્ય જોયું. તેમના મનમાં કંઈક પ્રકાશ સ્ફુર્યો. તેમણે તરત લાઈટ બંધ કરી દીધી અને પોતાની જગાએ આવીને સૂઈ ગયા. તેમનું શરીર થરથર કાંપતું હતું.

અંધારું. ફરીથી ગટિયાનો અવાજ: 'ઠાકોર, મારો પગ ચગદ્યો તમે!' ફરીથી શાંતિ. થોડીવારે તેમણે તેમની નજીકમાં ગટિયાનો અવાજ સાંભળ્યો.

'ઠાકોર, તમારી જોડે મને સુવા દો.' અને તે કાંઈ બોલે તે પહેલાં ગટિયો તેમની પાસે આવીને સૂઈ ગયો.

'ગટિયા!' ઠાકોરે ધીરે રહીને કહ્યું.

'ઠાકોર, ચૂપ ! પેલો લખમણ...' ગટિયાનો અવાજ શાંત ખડખડાટ બની ગયો.

ઠાકોરને પોતાના મગજ ઉપર જાણે ચૂનાનો કૂચડો ફેરવાતો હોય તેવું લાગ્યું. જાણે કોઈ તેમના શરીરને ચાવીઓ આપતું હતું.

'ગટિયા, જતો રહે !' તે ધીરેથી બોલ્યા.

'ના ભાઈસાબ, તમારી ગાય...'

ઠાકોરે આંખ ઉઘાડી. બધું અંધારું હતું. તેમની આંખ મીંચાઈ. ગટિયો એક કુરકુરિયાની પેઠે તેમની સોડમાં લપાતો ગયો. અંધારું જ અંધારું. કેટલું ભયાનક !

[ ૩ ]

તે રાતથી નારુભા અને લખમણ વચ્ચે વેર બંધાયાં. લખમણ ઊંચો સળિયા જેવો હતો. એના ગાલનાં, કોણીનાં અને ઘૂંટણનાં હાડકાં ખૂણાદાર હોઈ એના ઊંચા શરીરને કોક રાક્ષસી વાતાવરણથી ઘેરી લેતાં હતાં. એના પહોળા મોઢાના હોઠમાં હંમેશાં બીડી રહેતી. અને તેના માથાની બાબરી હંમેશાં અડધા કપાળ ઉપર વેરવિખેર પડેલી રહેતી. વારે ઘડીએ તેના મોંમાંથી ગાળો નીકળ્યા કરતી. કોક બાદશાહની છટાથી તે ઘરાકોને વાનીઓ પીરસતો. ચાના ભરેલા પાંચ પાંચ કપ તે એકી સાથે ઘરાકોને પહોંચાડતો. લાંબા ડગલે તે હોટલમાં જોતજોતાંમાં ફરી વળતો. આજ લગી બધા છોકરાઓનો એ રાજા હતો. અને કોઈ છોકરાની દેન ન હતી કે એની માગણીને નકારી શકે. નવો આવેલો છોકરો પોતા ઉપર શું થઈ રહ્યું છે એ સમજે તે

પહેલાં જ લખમણ પોતાનું કામ કરી નાખતો. અને પછી એ દુનિયામાં એ વસ્તુ તેને સ્વાભાવિક બની જતી. બલ્કે ધીરેધીરે છોકરાઓને જીવનની એ જ એક મોજ બનતી.

માબાપો વિહોણા, સમાજના અનેક થરોમાંથી આવેલા, ભણેલા–અભણ, કશા ય સારા સંસ્કાર વિનાના વાતારવણમાં જીવતા, ઉશ્કેરી મૂકનારી છબીઓથી ભરેલા અને જીવનમાં જેનો ક્યાંઈ મેળ ન ખાય એવી ગાયનની ચીજોને ઘૂંટયા કરતા, તથા સીનેમાનાં ગલીચ દૃશ્યોને વારંવાર વાગોળતા આ છોકરાઓનું એક જુદું જ જગત રહેતું. એમને મહિને જે બે ત્રણ રૂપિયા પગાર મળતો તેમાંથી ભાગ્યે જ કંઈ તેઓ બચાવી શકતા. ફૂટેલા કપ રકાબી જોડવામાં, સીનેમા વગેરે જોવામાં, અને પોતાના ‘ છોકરા ’ને રીઝવવામાં તેમની કમાણી ખરચાઇ જતી. હોટેલમાં આવીને પા અર્ધો કલાકમાં કશોક નાસ્તોપાણી કરીને બાર આના રૂપિયાનું બિલ કરી ફટ લઇને રૂપિયો ગલ્લા ઉપર ફેંકનાર કે કડકડતી નોટ ગલ્લા ઉપર ધરી દેનાર ઘરાકો તેમના કુતૂહલનો અને અહોભાવનો વિષય બની રહેતા. અને ઘણાઓની એવી મહેચ્છા રહેતી કે આપણે પણ આવાં કડકડતાં કપડાં પહેરી ફટ દઇને રૂપિયો ફેંકી દેતા ક્યારે થઇએ ?

આખો દિવસ વરધીઓમાં કે ટેબલો ઉપરની દોડાદોડીમાં વીતતું તેમનું જીવન ખરેખરું તો રાતે શરૂ થતું. અને એક વાર એ કાતરિયામાં પોતાની પથારી ગોઠવાઈ ગયા પછી અમુક સ્થિરતાથી ચાલ્યા કરતું. પણ એ કાતરિયામાં પણ ક્રાન્તિઓ આવતી, હુલ્લડો મચતાં, અને લોહી પણ કદીક રેડાતું.

તે રાત પછી નારુભા બદલાઈ ગયા. બીજાને રક્ષણ આપવાથી માણસમાં જે પ્રૌઢપણું આવે છે એ તેમનામાં દેખાવા લાગ્યું. હોટેલના

છોકરાઓ લખમણથી ત્રાસી ગયા હતા. અને તેને ભોંયે પાડવાની કોઈ પણ રીત જડે તો તેમાં મદદ કરવા તૈયાર હતા. પણ ઉઘાડે છોગે તેની સામે થવું મુશ્કેલ હતું. હોટેલનો માલિક તેના ઉપર ઘણી રહેમ નજર રાખતો. છોકરાઓ કહેતા કે લખમણની મા અને હોટેલના માલિકને કંઈક છે. કોક કહેતું કે લખમણની બેનને અને હોટેલ માલિકને કંઈક છે. તો કોક કહેતું કે તેની મા અને બેન બેય સાથે માલિક છે. પણ એ ગમે તેમ હોય, લખમણની ચપળ સર્વિસ હોટેલવાળાને બહુ કામમાં આવતી હતી. અને એટલે એની સામે સફળ રીતે ફરિયાદ કરવી ઘણું અઘરું હતું.

ગટિયો શરીરે નાનો હતો. પણ તેનું મગજ બહુ ચાલાક હતું. તેણે લખમણની બધી પોલો અને નિર્બળતાઓ નારુભાને કહેવા માંડી. અને આજ લગી નારુભાને અપરિચિત રહેલા હોટેલના પ્રપંચો અને બગાડની વાતો ગટિયા પાસેથી તેમને ધોધમાર મળવા લાગી. ફલાણો ફલાણાની વહુ છે, અને ફલાણો ફલાણાની. અને એવું એવું ઘણું.

લખમણ હવે નારુભા તરફ કતરાતો રહેવા લાગ્યો. તે નારુભા પાસે થઈને પસાર થાય ત્યારે ખૂંખારો ખાતો અને ખભા ચડાવી હાથની મુક્કી વાળી દાંત કચકચાવતો.

નારુભા જોતા ગયા કે છોકરાઓ પોતાના તરફ અમુક માનભરી રીતે જુએ છે. તેમનામાં એક નવી હિમ્મત આવી. વળી ગટિયાનું ચપળ મગજ પણ તેમને ઘણી વસ્તુઓ સમજાવી દેતું. લખમણની એક નબળાઈ હતી. તે લગભગ બધા જ જાણતા હતા. પણ બે ત્રણ છોકરાને લખમણે હોટેલમાંથી કઢાવી મૂક્યા પછી તેનો કોઈ ઇશારો કરતું નહિ.

લખમણે રૂપિયા બનાવવાનો ઇલાજ મેળવવા એક ફકીર પાછળ ભમવા માંડયું હતું. અને તે ફકીરની જાળમાં સપડાયો હતો. ફકીર એનો ઉપયોગ કરી, ચાર છ આનાના પૈસા આપી ઇલમ બતાવવાની વાત ટાળ્યા કરતો હતો. છેવટે ફકીરે બીજા છોકરાઓની માગણી કરવા માંડી. લખમણ આ નવા આવેલા ગટિયાને ફોસલાવીને લઈ ગયો. અને એક અંધારી રાતે મસીદના કોક અંધારા ખૂણામાં લખમણે પોતાની જિન્દગીની મોટામાં મોટી બીક વહોરી લીધી.

'તૂ બૈઠ યહાં.' કહી ફકીર ગટિયાને લઈને ઓથમાં ગયો. અને થોડી જ વારમાં ગટિયાની ચીસોએ હવાને ભરી દીધી. ગટિયાને કાંડેથી થથડાવતો લઈને ફકીર બહાર આવ્યો અને 'સાલા સુવ્વર! યે કૈસી નાદાન લડકી લે આયા હૈ?' કહી ગટિયાને એક તમાચો મારી બેસાડી દીધો. અને ઉશ્કેરાયલી હાલતમાં લખમણનું કાંડું પકડી તેને તે ઓથમાં ખેંચી ગયો.

ગટિયાએ ધીરેધીરે જઈને એ બધું જોઈ લીધું. અને બીજે દિવસે બધાને પોતે જોયેલું કહેવા માંડયું. લખમણે પોતાની વાત છુપાવવા ગટિયાને લાલચો આપવા માંડી અને તેમાં ન ફાવતાં ધાકધમકી પણ વાપરવા માંડી. પણ એ વાત તો છેવટે બધે ફેલાઈ જ ગઈ. અને છોકરાઓ જ્યારે લખમણને ચીડવવા માગતા હોય ત્યારે ગુપચુપ ગુપચુપ 'ફકીર' 'ફકીર' એમ બોલતા. ટોળામાંથી કોણ બોલે છે તે તો પરખી શકાતું નહિ, અને લખમણ લાચાર બની કોક એકાદને ધોલધાપટ કરી શાંત થઈ જતો. પણ ધીરે ધીરે 'ફકીર' શબ્દ એની નાલેશીનો સૂચક બનતો ગયો.

એક દિવસે સવારના પહોરમાં ઘરાકીની લગભગ ન જેવી શરૂઆત થઈ હતી ત્યારે લખમણ એક મોટા આરસા આગળ ઊભો

રહી બાબરી સમારતો હતો, ત્યાં પાછળથી નારુભાની આકૃતિ અરીસામાં દેખાઈ. નારુભાના મોં પર ખંધું હાસ્ય હતું, અને તેમણે એક ખૂંખારો ખાઈ મૂછ પર હાથ નાખ્યો. લખમણ ઝડપથી પાછો ફર્યો અને નારુભા ઉપર ત્રાટક્યો.

'એ બહાદુરના બેટા!' લખમણે ત્રાડ નાખી. 'મૂછ તો છે નહિ ને શેનો હાથ ફેરવે છે? મરદના ખેલ જોવા હોય તો આવી જા.'

નારુભાએ એક લુચ્ચાઈભર્યા સ્મિતથી કહ્યું, 'જોયા જોયા હવે, ફફારવાળી!'

અને લખમણનો પિત્તો છટક્યો. તેણે એક કાચનો કપ ઉપાડીને ઝીંક્યો. નારુભા ધીરેથી સરકીને ગલ્લાની પાસે જઈને ઊભો રહી ગયો. લખમણનો ઝીંકેલો કપ ખણુણુ કરતો ગલ્લા પાસે આવીને કકડા થઈ ગયો. ગલ્લા પર બેઠેલા માણસે ત્રાડ નાખી:

'કોણ છે એ?'

ધુંવાંફુવાં થતો લખમણ આવ્યો ને બોલ્યો, 'મહેતાજી, આ આને કહેવું હોય તો કહેજો નહિ તો જોયા જેવી થશે.'

'પણ બેટમજી, કપ બાપના છે તમારા? અલ્યા, લખમણને નામે એક કપ માંડી દેજો. અને હવે મિજાજ જરા મ્યાનમાં રાખજો. મામાને ઘેર નથી રહેતા તમે સમજ્યા ને?'

ડોળા તતડાવતો લખમણ અંદર ચાલ્યો ગયો. અને ત્યારથી ઠાકોર સામે તેના પેતરા શરૂ થઇ ગયા.

બીજે કે ત્રીજે દિવસે જ્યારે પગાર ચુકવાયો ત્યારે નારુભાને પોતાના પગારમાંથી આઠેક આના ઓછા મળ્યા. કારણ પૂછતાં જણાયું કે એ તો એમણે ફોડી નાખેલા કપના હતા, જે એમણે કદી ફોડયા ન હતા. નારુભાનો વિરોધ કોઈએ સાંભળ્યો નહિ અને લખમણ ખંધાઈથી હસતો તેમને જોઈ રહ્યો.

થોડાક દિવસ ગયા અને નારુભા એક વરધી આપીને લહેરથી હાથમાં કપ લટકાવતા પાછા આવતા હતા. રાતના અગિયાર વાગી ગયા હતા. પેલા હૅરકટિંગ સલૂનવાળાએ આજે પોતાની લગ્નની ખુશાલીમાં તેમને પોતાનો નવો રેશમી રૂમાલ આપ્યો હતો. તે રૂમાલને બંડીની બાંયમાં ખોસીને મોંથી સીસોટી વગાડતાં રોફથી તે પગથિયાં ચડતા હતા. હોટેલમાં પગ મૂકતાં જ તે થંભી ગયા.

આખી હોટેલના છોકરાઓને ભેગા કરવામાં આવ્યા હતા. બધે ભયનું વાતાવરણ હતું. હોટેલ માલિકની કડક આંખ જાણે ઠાકોરની જ રાહ જોઈ રહી હોય તેમ તેમના ઉપર તૂટી પડી.

-કેમ અલ્યા, મોટો બાદશાહ બનીને ફર છે તે કયાં રવડયા કરતો હતો ?'

'બાપુશા'બ, વરધી આપવા ગયો હતો, સલૂનમાં.'

'એ તો સમજ્યા, મોટા વરધીવાળા, ચાલ બોલ.' પૈસા આજે ઉપાડયા છે ?'

ઠાકોર પોતાને શું પુછાઈ રહ્યું છે તે સ
ચોરી થઈ હતી અને બધા છોકરાઓની

ઠાકોરના લીલા રેશમી રૂમાલ ઉપર માલિકની નજર ગઈ. તે ખેંચી કાઢીને તેણે પૂછ્યું. 'બોલ સુવ્વર, આ ક્યાંથી લાવ્યો?'

'એ તો મને પેલા ભગવાને આપ્યો.' ઠાકોર નરમાશથી બોલ્યા.

'હવે જરા વિચારીને બોલ, મોટી! તને ભેટ આપશે તો પછી થઈ રહ્યું!' માલિકે ઠાકોરને તિરસ્કારી નાખ્યા. 'ચાલ બોલી દે, કેટલા ઉપાડયા છે પૈસા?'

પણ ઠાકોર શું બોલે?

'ચાલો, બધાની ઝડતી લો.' માલિકે હુકમ કર્યો. દરેક છોકરાનાં ખિસ્સાં, ઓટી તપાસાવા માંડયાં. વચ્ચે વચ્ચે ધમકીઓ પીરસાતી જતી હતી. 'સીધે સીધા કહી દેજો, નહિ તો જે હાથમાં આવ્યો છે તેની ખેર નથી, હાં!' વારેઘડીએ તે માલિકની નજર ઠાકોર તરફ ફરતી. 'ઠાકોર, સાચું બોલી જાને અલ્યા. હું જાણું છું બધું. આ બધા કહે છે કે તેં જ લીધા છે. તને લેતાં નજરોનજર જોનાર પણ છે!'

'મેં લીધા હોય તો કાઢી લો મારી કનેથી.' ઠાકોર મૂંઝાઈ ને બોલ્યા.

'ચાલો કાતરિયામાં, બધાના બિસ્તરા તપાસો.'

મને બેએક મહેતાને લઈ ને માલિક કાતરિયામાં ગયો. દરેકનો પીંખતાં નારુભાની પોટકીમાંથી પાંચેક રૂપિયાનું ્યું. નારુભાને પોતાને જ આ વાતની ખબર ન મીને જોઈ રહ્યા.

ાંથી નીકળ્યું?' ડોળા તતડાવતા માલિકની આપી શક્યા. 'ચાલો, સવારે તમારી

વાત છે. પોલિસને જ સોંપી દેવો પડશે. કહેવડાવે છે પોતાને ઠાકોર, પણ છે તો ગોલાની જાતનો જ!'

'ગોલો' શબ્દ સાંભળી નારુભાને હાડોહાડ વ્યાપી ગઈ. પણ તે મૂંગા ઊભા રહ્યા. આ બધું કેમ બન્યું તે તેમને એકદમ ન સમજાયું. રાતે ગટિયાએ તેમને કહ્યું, 'ઠાકોર, એ બધું લખમણે કર્યું છે. મહેતો આડો અવળો થયો ત્યારે ગલ્લામાંથી પૈસા ઉપાડી તમારી પોટલીમાં મૂકતાં મેં એને ભાળ્યો હતો.'

સવારે પોલિસને સોંપાતાં, પોતાની થવાની ભયાનક દશા કલ્પતાં નારુભાએ પથારીમાં તરફડિયાં માર્યાં કર્યાં.

પણ સવાર ધારી હતી તેટલી ભયાનક ન નીવડી. માલિક કશાક કામે બહાર ગામ ચાલી ગયો હતો. માલિકની ગેરહાજરીમાં ખમણ હોટેલનો અડધો માલિક ગણાતો. હવે તેનો અમલ શરૂ થયો. પણ એવામાં એક નવો મહેતો આવ્યો. ક્યાંક આફ્રિકામાં એ અત્યાર લગી કામ કરતો હતો. મોટા થોભિયાવાળી મૂછો તે રાખતો હતો. મોટા મોટા બરાડા પાડી તે વાતો કરતો. છોકરાઓને મમ્મો ચચ્ચો વાપર્યા વગર તે બોલાવતો જ ન હતો. તેના કડપથી હોટેલના છોકરા ત્રાસવા લાગ્યા. તે કોઈની શરમ ન રાખતો. મોટો લપડંગ લખમણ પણ એના પંજામાંથી છટકી ન શક્યો. મહેતો એક લાંબી હાથેકની જાડી પેન્સિલ પોતાની પાસે રાખતો અને ગમે ત્યાંથી આવીને એકદમ ધચ દઈને એનો ગોદો મારીને પછી જ છોકરા સાથે વાતચીત શરૂ કરતો. અને વાત કરતાં છોકરાની ગળચી પકડી તેને ચબદલા કરીને વાત કરતો અને ગળચી છોડયા પહેલાં એક ચૂંટી ભરી લેતો.

કોણ જાણે કેમ લખમણ આ મહેતા સામે ફાવી શક્યો નહિ-

એણે મહેતાને ‘છોકરા’ આપવાનો પ્રયત્ન પણ કરી જોયો. અને તેની ઉપર મહેતાની આંખ વધુ વીફરી. નાસીપાસ થયેલ લખમણની ચીડ નારુભા સામે એકઠી થતી ગઈ. બીજા છોકરાઓ પણ એની સામે ‘ફ્રન્ટ’ થઈ જઈ પેલા ‘ગોલા’ સાથે ભળી જતા હતા. કોઈક જ હવે તેને રાતે કોઠું આપતું હતું. તેણે હોટેલમાં ચાલાકીથી બગાડ શરૂ કરવા માંડયો. અને જાતે જ તેની ફરિયાદ કરી, મહેતનો વહાલો થઈ કોક નિર્દોષ છોકરાને માથે તે ચડાવી દેવા લાગ્યો. ઝનૂની મહેતો તેનું સાચું માની લઈ પેલા નિર્દોષ છોકરાને ધીબી નાખતો, ગાળો દેતો ને દંડ કરતો. એકવાર લખમણે યુક્તિથી એક કેળાની છાલ ફરસ પર ગોઠવી રાખીને ગટિયાને તે પર લપસાવી પાડી તેના હાથમાંના કપ ફોડાવી નાખ્યા. વળી કોક છોકરાને ઉતાવળે ઉતાવળે જતાં જતાં ધક્કો લગાવી તેના હાથમાંની વાની તે ઢોળાવી નાખતો. હોટેલમાં બગાડની ફરિયાદો વધતી ગઈ. એક દિવસ મીઠાઈના કબાટના કાચ ફૂટયા. એક બીજે દિવસે છબીમાંના કાચ ફૂટયા. વળી કોક ત્રીજે દિવસે અરીસો ફૂટયો. અને લખમણ તે ચોરી પકડી આપનાર ડિટેક્ટિવ તરીકે મહેતાનો માનીતો થવા લાગ્યો.

એક દિવસ નારુભાને માથે એક મોટું આળ આવ્યું. કબાટમાંની જલેબીનો કોઈએ ભુક્કો કરી નાખ્યો હતો. મહેતાએ નારુભાને બોલાવી, પેન્સિલનો ગોદો મારીને, ગળચી કચડીને ગાળો દેતાં કહ્યું, ‘અલ્યા એ ગોલકા! તું શું સમજે તારા મનમાં? બાપનું છે આ બધું?’

‘પણ, મેં તો આમાંનું કશું જ કર્યું નથી.’

‘હવે જા નથી કર્યાવાળી?’ મહેતાએ બીજો ગોદો લગાવી કહ્યું. ‘આ નજરોનજર જોનાર સાક્ષીઓ છે ને?’ કેમ અલ્યા લખમણ?’

લખમણે હા કહી અને નારુભા સામે કુટિલતાથી ભરેલી આંખ મારી.

'તમારે મારી નાખવો હોય તો મારી નાંખો. પણ મેં ઈ નથી કર્યું.' નારુભાએ દૃઢતાથી કહ્યું.

'એમ કે?' મહેતો કરડાકીને બોલ્યો. 'મારી નાખશું ત્યારે કોઈ બચાવવા નહિ આવે! જા હવે, આ ફેરા જતો કરું છું. અલ્યા, આ નારિયાને નામે બે રૂપિયા લખી કાઢો.'

નારુભાના એ મહિનાના પગારનો મોટો ભાગ દંડમાં ખેંચાઈ ગયો. ગટિયો તેમની પાસે સિયાવિયા થઈને ઊભો રહ્યો હતો તે એકદમ રડી પડ્યો. લખમણ ખૂંખારા ખાતો ચાલ્યો ગયો. ગટિયાને ખભે હાથ નાખી નારુભાએ તેને કહ્યું, 'ચાલ ભાઈલા, રડ નહિ, એ તો જોઈ લેવાશે.'

## [ ૪ ]

રાતે ગટિયો નારુભા પાસે આવ્યો. બહુ જ ધીરેથી પણ ઉત્સુકતાથી તે બોલવા લાગ્યો, 'ઠાકોર!'

'શું છે?' આવતી ઊંઘને ઠેલતાં ઠાકોર બોલ્યા.

'ઊઠો ઊઠો. કંઈક બતાવું. જોજો અવાજ ન થાય હોં!'

અને બિલ્લી પગલાંએ ચાલતા બંને જણ હોટેલના નીચલા માળે પહોંચ્યા.

હોટેલ હમણાં જ બંધ થઈ હતી. ગ્રામોફોનોની રાડયો બંધ થવાથી ચકલું અજબ રીતે શાંત લાગતું હતું. ઓરડામાં તદ્દન અંધારું હતું. માત્ર ગલીમાં પડતી ભીંત પાસેની એક બારી સહજ ઉઘાડી હતી. અને તેમાં લખમણની ઊંચી આકૃતિ ઊભેલી હતી. તે કોકની સાથે કશીક વાત કરી રહ્યો હતો. નારુભા તે સાંભળીને સહેજ કમકમી ઊઠ્યા.

થોડીવારમાં બારી બંધ કરી લખમણ સ્વસ્થ પગલે ઉપરને માળે જવા લાગ્યો. નારુભા અને ગટિયો શ્વાસ થંભાવીને એક બાજુએ દબાઈ રહ્યા. લખમણ દાદરને ઉપરને પગથિયે પહોંચ્યો તેવામાં ગટિયાને એક છીંક આવી. પાસેના ટેબલ પર પડેલા કપ ઉપર તેનો હાથ પડયો. અવાજ થયો. લખમણ જરાક થંભ્યો અને બિલાડી માની ‘ છીડે !’ કરીને ચાલ્યો ગયો.

થોડીવાર પછી જ્યારે નારુભા ને ગટિયો કાતરિયામાં આવ્યા ત્યારે લખમણ કાતરિયાની એકની એક, વગર બારણાની બારી પાસે ઊભો રહી બીડી પીતો હતો. પગરવ સાંભળી તેણે તેના તોછડા સ્વરે પૂછ્યું, ‘ કોણ છે ત્યાં એવડો એ ?’

જવાબમાં નારુભાએ લાઈટ કર્યું, ને સામો જવાબ વાળ્યો, ‘ કેમ ? શું છે ?’

‘ વાહ રે ઠાકોર સાહેબ, આમ મોડી રાતે ક્યાં રવડો છો ? કહી દેવા દો મહેતાને. અને એ ગટલી ! તું ટૂંકી થઈને આ લાંબા જોડે ખેંચાય છે તે જીવતી રહેવાની નથી હોં ! આ લખમણ જૂઠું નથી કહેતો તે યાદ રાખજે.’

'હવે જા, થાય તે કરી લેજે. જોઈ તને મોટી!' નારુભાએ તેને નારીજાતિમાં મૂકીને જવાબ વાળ્યો. 'છેવટે તો ફકીરવાળી જ ને!'

લખમણના ગળામાંથી બિલાડાના જેવો એક ઘુરરાટ નીકળ્યો. પણ નજીકના ભવિષ્યમાં જ ધરાઈને વેર વળી શકવાનું હોવાથી તે શાંત રહ્યો. લાઈટ હોલવીને કાતિલ ગાળો......બોલતો તે ઊંઘી ગયો.

મહેતાએ પહેલાં તો નારુભા કે ગટિયાનું કહેવું માન્યું જ નહિ. પણ જ્યારે બધી હકીકત ખૂબ ખાતરીપૂર્વક તેની આગળ રજૂ કરવામાં આવી ત્યારે તે કંઈક પલળ્યો, અને નારુભાએ આપેલી માહિતીની ખાતરી કરવા તૈયાર થયો.

નક્કી કરેલા દિવસે નારુભાએ અને ગટિયાએ વારાફરતી લખમણ સાંભળે તેમ મહેતાની પાસેથી સાંજે બહારગામ જવાની રજા લીધી. મહેતો પણ પોતે એક દિવસ બહાર જવાનો છે માટે હોટલને સંભાળવાનું લખમણને સોંપીને ગયો. લખમણ ઘણો રાજી થયો. પોતાની યોજના આમ સહેલાઈથી સફળ થશે એમ તેણે નહોતું ધાર્યું. હવે આ નારુભાની ગેરહાજરી તેમની સામે મોટા પુરાવા રૂપે પણ લઈ શકાશે.

હોટેલ બંધ થવાનો વખત થાય તે પહેલાં મહેતો નારુભા તથા ગટિયો પાછલે બારણેથી છાનામાના દાખલ થઈ નીચેના સોડા વૉટરની રૂમમાં છુપાઈને બેસી ગયા. મહેતાએ એક ટૉર્ચ અને સીસાના ગઠ્ઠાવાળી સોટી પાસે રાખી હતી.

તેઓએ કલાકેક મૂંગાં મૂંગાં ગાળ્યો. એકનો ટકોરો થયા પછી દાદર ઉપર કોકનાં પગલાં સંભળાયાં. એક ખૂંખારો થયો. લખમણ જ

હતો. મહેતાએ નારુભા અને ગટિયાને સોડાની ખાલી બાટલીઓ હાથમાં રાખવાનું ઇશારાથી સૂચવ્યું. તથા બીજી કેટલીક સૂચનાઓ આપી.

માત્ર પગલાંના અવાજથી અંધારા ઓરડામાં પ્રેત જેવા લાગતા લખમણે જઈને બારી ઉઘાડી. બહારનું ઊજળું આકાશ એકદમ નજરે આવ્યું. અને તેમાં લખમણનું વિચિત્ર બાબરીવાળું માથું દેખાયું. તેણે એકાદ બે ટકોરા માર્યા, બહાર જોયું.

નારુભા તથા ગટિયાને લઈને મહેતો બારીની નજીક આવ્યો. થોડીવારમાં બારીમાં એક બીજું ડોકું દેખાયું, ત્રીજું દેખાયું, અને તરત જ તેમનાં શરીર બારીમાં ઊભાં થઈ ગયાં. તેઓ નીચે ઊતરે તે પહેલાં મહેતાએ ટૉર્ચ ફેંકી. અને સીસાના ગઠ્ઠાની સોટી લખમણની ગરદન ઉપર ઝીંકી. નારુભા અને ગટિયાએ પેલા બે જણ ઉપર બાટલીઓ ફેંકી.

ટૉર્ચના અજવાળાથી ઝંખવાઈ જઈ, આ ત્રણે જણ કંઈ પણ વિચાર કરી શકે તે પહેલાં આ બની ગયું. એકેક બાટલીનો ઘા લઇને પેલા બે ય જણ બારીએથી કૂદી પલાયન થઈ ગયા.

ગરદનમાં ચોટ પામેલો લખમણ બેસુધ જેવો ભોંયે પડ્યો હતો. તેને મહેતાએ ગળચીમાંથી પકડીને ઊભો કર્યો અને તેની આંખો ઉઘડતાં બે સમસમતા તમાચા મોં ઉપર ચોડી દીધા. નારુભા અને ગટિયાને તથા મહેતાને ત્રણેને સાથે જોઈ લખમણ અચંબો પામ્યો. અને એક નિરાધારી ભરી દૃષ્ટિ નાંખી કંઈ પણ બોલ્યા વગર મારના દર્દથી કણુકણુવા લાગ્યો.

'તને ઓળખ્યો, કૂતરા!' બોલી મહેતાએ નારુભાને કહ્યું, 'જા અલ્યા, પોલિસને બોલાવી લાવ.'

લખમણના હાંજા એકદમ ગગડી ગયા. એક બાળકની પેઠે ઢગલો થઈ તે મહેતાના પગમાં ઢળી પડ્યો ને કરગરવા લાગ્યો.

'બાઈ શાબ, મને કાઢી મૂકવો હોય તો કાઢી મૂકો. પોલિસને ના સોંપશો.'

મહેતો પણ આ મામલાને લંબાવવા માગતો ન હતો. 'જા, અત્યારે ને અત્યારે અહીંથી ચાલતો થા.' કહી તેણે બારણું ખોલી લખમણને બહાર ધકેલી દીધો. પાછલે બારણેથી મહેતાને વિદાય કરી બારણાં વાસી ગટિયો અને નારુભા કાતરિયામાં જઈને સૂઈ ગયા. અને એક બીજાની પડખે ઘસઘસાટ ઊંઘી ગયા.

## [ ૫ ]

લખમણના ગયા પછી હોટેલનું વાતાવરણ બદલાયું. લખમણની બધી સત્તા હવે નારુભાના હાથમાં આવી પડી. અને છોકરાઓમાં એક જાતની શાંતિ અને સંતોષ ફેલાવા લાગ્યાં. નારુભાને થવા લાગ્યું કે મને હવે વહેલી મૂછો ઊગે તો સારું. અને તે માટે તે હૅરકટિંગ સલૂનના માલિકની સલાહ લેવા લાગ્યા. અને મૂછ ઊગી ન હતી છતાં તેની સલાહ પ્રમાણે મૂછ ઉપર અસ્ત્રો ફેરવાવા લાગ્યા. હવે તેમને સલૂનમાં વરદી આપવા જવાનું રહ્યું ન હતું. હોટેલની ઘરાકી ઓછી થાય ત્યારે મઝાનાં કપડાં પહેરી તે સલૂનની બહાર મૂકી રખાતી ખુરસી ઉપર જઈ બેસતા, ગપ્પાં મારતા અને હોટેલનો બીજો છોકરો વરદી લઈ આવતો તે શેઠની અદાની ઉડાવતા. લખમણના ત્રાસથી મુક્ત થયેલા છોકરાઓ આભારવશ થઈ કદી કદી કહેતા. 'નારુભા તમે ઈ બહુ સારું કર્યું. તમારો ગુણ નહિ ભૂલીએ. કહેશો તો તમારી પાસે

આવી જઈશું.' પણ તેને નારુભા, 'છટ્ છટ્' કહીને ખાનદાન રીતે ઉડાવી દેતા, અને બોલતા, 'તમે મને કેવો ધારો છો?' ખરી વાત એ હતી કે પહેલેથી ય છોકરાઓમાં એમનું ધ્યાન બહુ હતું જ નહિ. કદીક છોકરાઓની પોતાની માગણીને લીધે એ વશ થયા હશે, પણ હવે તો તેમની નજર બીજે જ દોડતી હતી. તેમને ઓરત જોઈતી હતી. અને ઊગવા પ્રયત્ન કરતી મૂછ ઉપર હાથ નાખી તે વિચારતા: 'શું હું મરદ નથી હવે?'

પણ એમની મરદાનીની બીજી જ રીતે કસોટી થવાનું નિર્માયું હતું.

બહારગામ ગયેલો માલિક પાછો આવી ગયો હતો. મહેતાએ ચોરીનો બનાવ અને લખમણને કાઢી મૂકવાની બીના બધું તેને કહ્યું. કોણ જાણે કેમ મહેતાના એ પગલાથી માલિક બહુ પ્રસન્ન ન થયો. મહેતો પણ જરા અચંબો પામ્યો. પેલી લખમણની માબેનની વાત સાચી નહિ હોય? પણ માલિક ચૂપ રહ્યો. હોટેલ બરાબર ચાલતી હતી એટલે એને બહુ ચિંતા ન હતી.

એક દિવસે એક વિચિત્ર સરઘસ હોટેલ પાસે થઈને પસાર થયું. અને હોટેલના એકેએક છોકરાએ જે જે માળ પર હતો ત્યાંત્યાંની બારીએથી ઝૂકીને જોયું. ત્યાં જ પાસે સભા થઈ અને એક ઊંચી પડછંદ કાયાવાળા અડધા કપાળ ઉપર ઝૂકેલી અણીદાર ટોપીવાળા માણસે ભાષણ કર્યું. હોટેલના છોકરાઓના દુઃખો સામેના સંગઠનની એમાં શરૂઆત હતી. સભાને અંતે પત્રિકાઓ આવી. અને કેટલાક છોકરા એ પત્રિકા લઈ હોટેલમાં આવ્યા ને પત્રિકાઓ ત્યાં મૂકીને ચાલ્યા ગયા.

હોટેલના છોકરાઓને હવે હોટલ જુદા જ રૂપે દેખાવા લાગી.

એ એમને મનથી સ્વર્ગભૂમિ મટવા લાગી. કાતરિયું એમને ખરેખરી ઘોર જેવું લાગવા લાગ્યું. હોટેલનો એમને મળતો મસાલેદાર છતાં વાસી, ઉતરેલો ખોરાક ઢોરોને નીરાતા નીરણ જેવો લાગવા માંડયો. એમનાં કપડાં હવે ગંદાં છે તે એમને સમજાવા લાગ્યું. હોટેલની નોકરી એ પોતાનું પરમ ભાગ્ય સમજવાને બદલે હવે પોતાનાં શરીર પીસતી એક ઘાણી જેવી તેમને દેખાવા લાગી. રોજ બસો ત્રણસોનો ગલ્લો ઠાલવનાર મકાન માલિક આગળ તેમને મહિને દહાડે મળતા પાંચસાત રૂપિયા કૂતરાને નખાતા ટુકડા જેવા લાગ્યા. તેમની ગંદકી, અપમાન, ઓછો પગાર, ખરાબ ખોરાક, નોકરીના બેહિસાબ કલાકો અને માણસાઈનો અભાવ તેમને સમજાવા લાગ્યો. હોટેલ તેમને માટે બદલાઈ ગઈ. હોટેલમાં આવનાર લોકો પણ કોક જુદી અળખામણી દુનિયાના માણસો દેખાવા લાગ્યા.

નારુભા ઊંડા વિચારમાં પડી ગયા. પોતે જ્યારે પહેલવહેલા અહીં આવેલા તે દિવસ યાદ આવ્યો. હજી એમની આંગડી ને ચોરણો ફાળિયાના એક છેડામાં વીંટાઈને પડયાં હતાં. તે દિનથી આજ લગીનો પોતાનો વિકાસ તે જોઈ રહ્યા. આજે બધા છોકરા તેમનું માનતા હતા. તેમની ક્ષત્રીવટ ઊછળી આવી. શા માટે અમે બધા અમારા હકક માટે ન લડીએ ? આ ખોરાક, આ કપડાં, આ પગાર, આ રહેવાનું ! અને આ બદબોઇ ભરેલી રાતની જિન્દગી, આ અસંસ્કારિતા એ તે માણસનું જીવન છે કે ઢોરનું ? અને ઢોર કરતાં યે નપાવટ જીવન છે આતો ! કૂમળાં કૂમળાં કાચાં બચ્ચાં અહીં રોજ બ રોજ આવતાં જાય છે અને તેમના ઉપર આ હીન જીવનનો કસાઈ છરો રોજ ફરી રહે છે. અત્યારે જ્યારે ઉલ્લાસમય વાતાવરણમાં જીવનની તૈયારી કરવાની હોય છે ત્યારે આ બિચારા આ ખાળકુંડીમાં રગદોળાઈને કીડાના જીવન માટે પલોટાય છે. હોટેલમાં નામ માત્ર છોકરો ન જોઈએ !

આવી આવી વિચારમાળા એમનું મગજ વિચારી શકે તેવી રીતે તેમને આવવા લાગી. 'સળગાવી મૂકો એ કાતરિયું' એમ થઈ આવતું. અને આ બધા છોકરાઓને માટે કંઈક કરવું જોઈએ. પેલા વાંકી ટોપી વાળાને મળવું જોઈએ એમ એમને થઈ આવ્યું.

અને નારુભા વાંકી ટોપી વાળાને મળ્યા. હોટલનો માલિક આ પલટાતા ઠાકોરને જોઈ રહ્યો.

[ ૬ ]

એક દહાડો હોટેલ પાસેથી પસાર થતા સરઘસમાં ઠાકોરને જોઈ માલિકની આંખ કરડી બની. તેમણે ઓટલા ઉપર જઈને બૂમ પાડી. 'એલ્યા એ, આમ આવ જોઉં.' પણ ઠાકોરતો ચાલ્યા જ ગયા. માલિક હાથ મસળતો ઉકળાટ અનુભવતો બેસી રહ્યો. એને થયું કે આ ઠાકોર જરુર કાંઈ ધમાલ કરવાનો. ઠાકોરને રજા આપવાનો તેણે નિર્ણય કર્યો.

બીજે દિવસે નારુભા ઉપર ટપાલમાં માનો કાગળ આવ્યો. એમને અહીં મૂકી જનાર પેલા માણસે તે લખ્યો હતો. કાગળમાં હતું કે નારસિંહજીને માલુમ થાય જે તમારાં લગન લેવાયાં છે માટે દિન સાતની અંદર ઘરે આવી જજો, ને આટલાં આટલાં વાનાં શ્હેરમાંથી સસ્તાં મળે માટે ખરીદીને લેતા આવજો.

ગલ્લા પાસે ઊભા રહી ઠાકોરે કાગળ વાંચ્યો. પેલો મહેતો ગલ્લા ઉપર બેઠો હતો. 'કેમ, ઠાકોર શું આવ્યું છે?' તેણે સહાનુભૂતિથી પૂછ્યું. ઠાકોરે કાગળ આપ્યો. કોક વિચિત્ર વિષાદથી તેણે કાગળ પાછો આપ્યો. 'કેમ?' નારુભાએ પૂછ્યું. 'ભલે, જાઓ' મહેતાએ

ટૂંકો જવાબ આપ્યો. મહેતાનો ચહેરો જોઈ નારુભાના દિલમાં એક દિલગીરી છવાઈ. તે ઉપર તૈયારી કરવા ચાલ્યા ગયા.

ઠાકોરને હોટલમાંથી રજા આપવાનું કામ માલિકે મહેતાને સોંપ્યું હતું. મહેતાની એ હિમ્મત ન ચાલી. થોડીવારે માલિક આવ્યો ને ગલ્લો સંભાળી લેતાં બોલ્યો, 'કેમ, પતી ગયું કે?' મહેતાએ નારુભાએ ગલ્લા પર રાખી મૂકેલો કાગળ બતાવ્યો. વાંચીને માલિકે એક વિચિત્ર ચાળો કર્યો. 'કેમ, તે તમારે જાતે ઉઘલાવવો છે એને? પરણવાનો હશે તો પરણશે નહિ તો ઊંધી જશે'...

'શેઠ જરા વિચાર કરો. સારું નથી થતું. પરિણામ નહિ સારું આવે.' મહેતાએ શાંતિથી કહ્યું. ને ચાલવા લાગ્યો.

ઘરાકને પરચુરણ આપવાને ગલ્લો ફંફોળતાં માલિક બોલ્યો.

'હવે શું થઈ જવાનું છે?' અને એક જણને બૂમ પાડી, 'અલ્યા પેલા ઠાકોરને કોઈ બોલાવો જોઈએ.'

જવાબમાં ઠાકોર જાતેજ હાજર થયા. માલિક બોલ્યો,

'લ્યો, ઠાકોર આજથી તમારી નોકરી હવે બંધ થાય છે. સાંજે હિસાબ કરીને પગાર લઈ જજો. અને તમારો સરસામાન અત્યારે જ લઈ જાઓ.'

નારુભા વજ્ર પડ્યું હોય તેમ મૂઢ બની ગયા. આવી ઘટનાની કલ્પના તેમને આવી ન હતી એમ નહિ. પણ તે સ્થિતિ આટલી જલદી આવશે એમ નહોતું ધાર્યું. તે ટટાર થયા. ને પૂછ્યું.

'કેમ મને રજા આપો છો?'

'મરજી અમારી.' માલિક બોલ્યો.

'વારુ, ચલાવજો ત્યારે હોટલ.'

'તું જા હવે મોટી!' માલિક ત્રાડુક્યો. પણ તે પહેલાં નારુભા હોટલના પગથિયાં ઉતરી ગયા હતા.

નારુભા પગથિયાં ઉતરીને સામે એક બંધ રહેતી દુકાનને ઓટલે જઇને બેઠા.

જમવાની વેળા થઈ ગઈ હતી. નારુભાને રજા આપ્યાની વાત હોટેલમાં પળ વારમાં ફેલાઇ ગઇ. જમી કરીને આવેલા માલિકનું ધ્યાન ગલ્લા ઉપર બેઠાં બેઠાં મીઠાઈના કબાટ પાસે એક પ્લેટમાં મીઠાઈ અને ભજિયાં ચેવડો દાબીદાબીને ભરતા એક નાના છોકરા તરફ ગયું. ને ગટિયો હતો. માલિકને તેના મોં પર કશુંક વિચિત્ર દેખાયું. ખીચોખીચ ભરેલી પ્લેટ તથા ચાનું એક મોટું ટંબલર લઇ તેને બહાર નીકળતો જોઈ માલિકે પૂછ્યું.

'ક્યાં જાય છે અલ્યા?'

'વરધી ઉપર' કહી ગટિયો પગથિયાં ઉતરી ગયો..અને માલિકની અજાયબી વચ્ચે સામે ઓટલા ઉપર બેઠેલા નારુભા પાસે પહોંચી ગયો. નકામા ભવાડાથી કાયર એવો માલિક સમસમીને બેસી રહ્યો. અને તેની નજર સામેજ નારુભા અને ગટિયો હોટલનો માલ ઉડાવી રહ્યા!

દરમિયાન હોટલમાં છોકરાઓએ વારાફરતી જમી લીધું હતું. ગટિયો ખાલી પ્લેટ તથા ટંબલર લઈને હોટલમાં આવ્યો ત્યારે માલિકે પૈસા માગ્યા.

'શેના પૈસા?'

'કેમ ક્યા તારા દાદાને ખવાડી આવ્યો?'

'તમારા દાદાને, મોં સંભાળીને બોલો. શેઠ થયા તે શું થઈ ગયું?' આટલા નાના છોકરાને મોંએથી કદી ન સાંભળેલી એવી વાણી સાંભળી માલિક ચોંકી પડ્યો. ક્રોધના આવેશમાં તે મૂઢ બની ગયો. થોડીવારે શાંત થઈ તેણે મહેતાને કહ્યું.

'આ પેલા વેંતિયાને રજા આપો, ને એના પગારમાંથી આ બિલના બાર આના વસૂલ કરી લો.'

મહેતો બધું સમજતો હોય તેમ મરકતે મોઢે બોલ્યો. 'વારુ' અને ગટિયાને કહ્યું. 'જા ભાઈ આજથી તને રજા છે.'

ગટિયો મેડા ઉપર ગયો અને થોડીકવારે નીચે આવી સડસડાટ પગથિયાં ઊતરીને સામેને ઓટલે પહોંચી ગયો.

માલિકના હૃદયમાં મૂંઝવણ વધવા લાગી. કંઈક અમંગળ શંકાઓ તેને થવા લાગી. થોડીવારમાં જે બન્યું તેનાથી તે દિગ્મૂઢ થઈ શીંગડા જેવો બની ગલ્લા ઉપર ચોંટી ગયો.

ગટિયાના ગયા પછી થોડીક વારે એક છોકરો આવીને ગલ્લા પાસે ઊભો રહ્યો.

'કેમ અલ્યા ?' માલિકે તેને તતડાવ્યો.

'મારે તમારી નોકરી નથી કરવી. હું જાઉં છું.'

'હેં ?' માલિકનો સાદ અચંબાથી ફાટી ગયો. છોકરો પગથિયા ઊતરી સામેના ઓટલા ઉપર ચાલ્યો ગયો. અને અર્ધા કલાકમાં તો લગભગ બધા જ છોકરાઓ, 'હું જાઉં છું, શેઠ!' 'હું જાઉં છું, શેઠ!' એમ કહી કહી હોટેલ છોડી સામે ઓટલા પાસે એકઠા થઈ ગયા. આખી હોટેલ રસોઇયા અને મહેતા સિવાય ખાલી થઈ ગઈ. ઘરાકો માલિકને તતડાવતા થોડી વાર થોભીને ઊઠી ઊઠીને ચાલતા થયા. અર્ધા જણ તો અર્ધું ખાધેલું તેનું બિલ પણ આપ્યા વિના ચાલી ગયા. 'પૂરું ખવાડયું છે ક્યાં તે પૈસા આપે ?' રેડિયો ગ્રામોફોનમાં ઉપાડીને રેકર્ડ મૂકવા જેટલી સ્થિરતા પણ માલિકમાં ન રહી. છેલ્લી રેકર્ડના અટકવા સાથે હોટેલમાં કારમી શાંતિ વ્યાપી રહી.

સામેના ઓટલા ઊપરથી એક સામટા અવાજો આવ્યા. 'ઈન્કિલાબ ઝિન્દાબાદ' 'હોટેલ બોયઝ સંગઠન!' અને છોકરાઓ સરઘસના આકારે નારુભાની આગેવાની હેઠળ ત્યાંથી કૂચ કરી ગયા.

માલિક ચિડાયો. તેને મહેતાનો પણ આ કાવતરામાં હાથ લાગ્યો. 'મહેતા, હવે તમે પણ અહીંથી છૂટા છો.' અને ગલ્લો વાસીને તે ઊતરી પડ્યો. મહેતાએ કોટ પહેરીને નીકળતાં નીકળતાં મજાકમાં 'સાહેબજી!' કર્યો. નવા નોકરોની શોધમાં માલિક નાકળ્યો અને સીધો લખમણની મા પાસે પહોંચ્યો.

પણ માલિકને નોકર ન મળ્યા. લખમણને સાથે લઈ તે ઘણું ઘણું ફર્યો. એક નહિ પણ અનેક હોટેલોમાં છોકરાઓએ હડતાળ

પાડી હતી. આખા શહેરમાં હો હો થઈ રહી. ત્રણ દિવસની સજ્જડ હડતાલથી ઘરાકો અને માલિકો બંને ગભરાયા. પેલો વાંકી ટોપી વાળો છોકરાઓને ભેગા કરી સરઘસો કાઢતો હતો અને સભાઓ ભરતો હતો. છેવટે એક સ્થાનિક આગેવાને વચ્ચે પડી સમાધાન કરાવ્યું.

તેજ હોટેલની સામે ચકલામાં સભા મળી. જે ઓટલા ઊપર જઈને નોકરીમાંથી છૂટેલા નારુભા બેઠા હતા તેજ ઓટલા પરથી પેલી વાંકી ટોપી વાળાએ અને આગેવાનોએ ભાષણ કર્યાં. નારુભા રાષ્ટ્રીય વાવટો ઝાલીને ત્યાં પાસે આખો વખત ઊભા હતા. સમાધાનની શરતો સમજાવતાં વાંકી ટોપી વાળો બોલ્યો.

'આજે નહિ તો કાલે, હોટેલના છોકરાઓને આ જીવતા નરક-માંથી આપણે બચાવવાના છે. એમ નથી થયું ત્યાં લગી આપણી કેળવણીને માથે શરમ જ રહેવાની છે. ગરીબાઈથી પાયમાલ થતાં કુટુંબોનાં કાચાં કૂમળાં બાળકો આવીને અહીં આ હોટેલોની કઢાઈ-ઓમાં હોમાય છે. આપણે નિરાંતે તળેલાં ભજિયાં પૂરી હોટેલમાં ઝાપટીએ છીએ પણ એ ભજિયાંની સાથે છોકરાંઓનાં કૂમળાં જીવન પણ તેલમાં તળાયેલાં છે તે જાણતા નથી. પણ હવે એ અટકવું જ જોઈએ. અને આજથી એ અટકે છે. છોકરાંઓને સભ્ય રીતે પૌષ્ટિક ખોરાક મળવો જોઈએ, અમુક કલાક જ કામ લેવાવું જોઈએ, તેમને રહેવાની આરોગ્યમય સગવડ થવી જોઈએ. તેમનો પગાર ધોરણવાર ઠરવો જોઈએ, તેમને કેળવણી મળવી જોઈએ, અને તેમને છેવટે માબાપનું હેત મળવું જોઈએ. શહેરના હોટેલવાળાઓ આજથી આ બધું કબૂલે છે. જો તેઓ વચનભંગ નહિ કરે તો આજથી હોટેલવાળા છોકરાઓના જીવનમાં નવો તબક્કો શરુ થાય છે. બોલો ઇન્કિલાબ ઝિન્દાબાદ, હોટેલ બોયઝ ઝિન્દાબાદ !'

સભા પૂરી થઈ. વાવટો પકડીને બધા જ છોકરાઓ અને મહેતાને સાથે લઈ નારુભાએ હોટેલ પ્રવેશ કર્યો. માનભંગ છતાં પ્રસન્ન માલિકે તેમને બોલાવ્યા ને હોટેલ સોંપી.

લખમણ પણ ચોરી છુપીથી એક બાજુ લપાઈને ઊભો હતો. આજે બધું બની ગયું હતું તેથી તેનામાં કંઈક નવી સમજણ આવી હતી. પણ તેને ભય હતો કે આ લોકો મને તો હોટેલમાં નહિ જ રાખે. અચાનક નારુભાએ કહ્યું. 'શેઠ, આ લખમણને પણ તમારે રાખી લેવો પડશે.'

શેઠે કહ્યું. 'ભલે!' અને લખમણ તરફ જોઈ નારુભાએ કહ્યું. 'કેમ લખમણ આવીશ ને?' પણ હવે ફકીરવાળી નહિ ચાલે હોં?'

પણછ તોડી નાખેલા બાણ જેવો ઢીલો થયેલો લખમણ માત્ર જરાક શરમીંદું હસ્યો. 'ફકીરવાળી'નો અર્થ સમજતા માત્ર બે ચાર છોકરા જ હસ્યા. અને બીજા ઘડીક મૂંઝાઈને એ વાત ભૂલી ગયા.

અને સાતમે દિવસે નારુભા લગન કરવાને ખરેખર નીકળ્યા. માએ કહ્યા પ્રમાણેનું બધું હટાણું તેમણે કરી લીધું. અને નવી ખરીદેલી મોટી પેટીમાં તે ભર્યું. ઠાકોરના લગનમાં જવાને દરેક છોકરો ઉત્સુક હતો પણ માત્ર ગટિયાને અને સૌની અજાયબી વચ્ચે લખમણને જ પસંદગી મળી. હેરકટીંગ સલૂનવાળાએ ત્રણેના બાલ અફલાતૂન કાપી આપ્યા. પેલા હટાણાની પેટીને બે બાજુથી બે કડીઓએ પકડી નારુભા ને લખમણ સ્ટેશને જવાને નીકળ્યા. ગટિયો તેમની આગળ આગળ તેમના પગમાં અટવાતો ચાલતો હતો.

ચાલતાં ચાલતાં પેલી સલૂન રસ્તામાં આવી. સલૂનનો માલિક સિગારેટ પીતો બહારની ખુરશી ઉપર બેઠો હતો. તે હસીને બોલ્યો.

'કેમ ઠાકોર, ચાલ્યા ?' અને ઉમેર્યું, 'સીધેસીધું ભાળીને હાલજો. નહિ તો આ પેટીનો સામાન ગયો ને તો લગન અટકશે.'

ઠાકોર હસીને બોલ્યા.

'અરે હવે શું અટકે? આ હવે તો ત્રણ જણા છીએ. સીધેસીધા ઘરે જ પહોંચવાના. સીધા ઘરે.'

'હા, હા, અને વહેલા આવો ઠકરાણી લઈને.' કહી સલૂન માલિક ઉઠયો અને દુકાનમાં પેઠો. દુકાનનું કાચનું બારણું દૂર દૂર જતા ત્રણે જણનું પ્રતિબિંબ પાડતું ઝગઝગારા કરતું કેટલી યે વાર લગી જાણે આનંદ મગ્ન હોય તેમ આમતેમ ડોલી રહ્યું.

કુન્દનને વિષે આટલી હકીકત તો છે જ કે, તે કોલેજિયન હતો અને પ્રેમમાં પડેલો હતો. કૉલેજમાં પ્રેમમાં પડવાની સગવડ ઘણી હોય છે છતાં કુન્દન કૉલેજમાં જ પ્રેમમાં પડયો હતો એવું માનવું જરુરનું નથી. તે પ્રેમમાં હતો એટલુંજ આપણે અહીં જરુરનું છે. વળી તે પોતે ખાસ ખૂબસૂરત હતો કે કોઇના પ્રેમી થઇ શકવાનાં બીજાં કોઇ લક્ષણો ધરાવતો હતો માટે પ્રેમમાં પડયો હતો એવું પણ નથી.

પ્રેમમાં પડવા માટે રુપાળા હોવાની કે ઇશ્કીનાં માનસિક લક્ષણો ધારણ કરવાની કશી જરુર નથી હોતી. એમાં માત્ર પ્રેમમાં પડવાની તૈયારીની જ જરૂર હોય છે. હા, પ્રેમમાં પડયા પછી એમાંથી નીકળ-વાની અર્થાત્ પ્રેમિણીને સાધી, આરાધી ને સિદ્ધ કરવાની બાબત જુદી છે, બલ્કે તદ્દન સ્વતંત્ર છે, કળાનો કુશળતાનો વિષય છે. કૂવામાં વગર દોરડે પડી શકાય છે. ઉતરવું હોય તો દોરડું જોઇએ, પણ કૂવામાંથી ખાટલીના ચાર પાયાને ચાર દોરડાંથી બંધાવીને, તેના પર મૂર્છિત અર્ધમૂર્છિત દશામાં પોઢીને, અનેક માણસોને હાથે ખેંચા-ઇને ઊપર ન આવવું હોય તો,જાગૃત અને અશક્ત રહી કોશની વરધ કે જાડા દોરડાને વળગીને જ ઉપર ચડવાનું હોય છે જે બહુ ભારે કામ હોય છે. પ્રેમમાં પડવું એ કૂવામાં પડવા જેવું જ છે. એમાં ઉતરવું એ વળી જુદી જ વાત છે. એમાં ક્રમશઃ ઉતરનારા અને કૌશલ્યથી

# પ્રેમના કૂવામાં

ચડનારા વિરલ હોય છે. સામાન્ય રીતે માણુસો એટલે કે પ્રેમી માણુસો એમાં ભૂસ્કો જ મારે છે અને તેમને ખાટલી પર નાખીને અર્ધમૂર્છિત દશામાં ખેંચી કાઢવા પડે છે. એમાં પડ્યા પછી આપમેળે તો નીકળાતું જ નથી. આપમેળે પડાય ભલે. એમાંથી નીકળવા માટે મહા કુશળ માણુસને પણુ સખી સખા કે પત્ર પત્રાદિકનું નાનુંશુ યે દોરડું વાપરવું પડે છે. એવા સફળ વીરલા પણુ જગતમાં વિરલ હોય છે. સામાન્ય રીતે પ્રેમમાં પડીને હાડકાં ભાંગ્યાના દાખલા જ વધારે મળી આવે છે.

વારુ. કુન્દન કૂદીને પ્રેમમાં પડ્યો હતો. કઈ રીતે એ જાણુવાની જરૂર ન હતી. અત્યારે એમાંથી એ નીકળવાનો વિચાર કરી રહ્યો હતો. ખુરસી પર બેઠોબેઠો એ વાળમાં કાંસકો ફેરવતો હતો. ટેબલના એક ખૂણા પર ત્રાંસી પડેલી આરસીમાં આંખને કતરાવીને પોતાના મુખનું દર્શન કરતો હતો. પોતાના મોં તરફ મીટ માંડી તે હોઠના ખૂણાને અંદર દબાવી મોંના જુદા જુદા આકાર રચવા મથતો હતો. અને એની પ્રેયસીનું ચિત્ર મનમાં તાજું કરતો હતો. માઉન્ટ એવરેસ્ટ જેટલી દુરારુહ એ પ્રિયા પાસે કઈ રીતે પહોંચવું એની ગડમથલમાં એ પડ્યો હતો. હૃદય આછું આછું ધબકતું હતું. અને ત્યાં આગળ જો પ્રિયાનું આલિંગન પમાય તો શું દશા થાય તેની તે કલ્પના કરતો હતો. એવામાં વરંડાને છેડે એકાએક કોલાહલ વધી પડ્યો.

એ એક અતિશય સુધરેલો સુઘડ માળો હતો. વચ્ચેના મોટા ચોકની ચોતરફ વિશાળ વરંડાની પૂંઠે ઓરડાઓ ખેંચાયેલા હતા. અને ઠીકઠીક આવકવાળા માણુસો જ તેમાં રહી શકે અને માળાને તેમ જ પોતાને શોભાવી શકે તેમ હતું. ઘણુા ઓરડાના બારણુા ઉપર કીમતી પડદા ટીંગાઈ રહેતા. વરંડામાં ફરતાં ફરતાં અંદરનાં મોટા અરીસાવાળાં

ક્યારો, ગાદીવાળી ખુરસીઓ, પલંગ, અને તે બધાનો લાભ લેતાં ના શિષ્ટ ભાષામાં–ઉપભોગ કરતાં માણસોનાં અલ્પ દર્શન થઈ શકતાં. ત્રણ માળની ઊંચી એ એસ્ટેટના ચડવાના દાદરા પણ વિશાળ અને મનોહર હતા.

કુન્દન જમણી પાંખની વચ્ચેના એક ઓરડામાં રહેતો હતો. તે ઊભો થયો અને બારણા પરનો ચક ખસેડીને સહજ કુતૂહલથી, સહજ ચીડથી જોવા લાગ્યો. પોતે વ્યગ્ર હોય તેવે ટાણે બીજું કોઈ આટલું ઉલ્લાસી હોય એ સહન કરવાની સ્થિર ઉદારતા થોડાકમાં જ હોય છે. તેણે જોયું કે સામેના દાદર પરથી એક યુવાન સ્ત્રીઓનું મંડળ આવી રહ્યું છે. સંપૂર્ણ કલ્લોલ કરતી એ યુવતીઓ મંદ ગતિએ ચડતી હતી. કેટલીક દાદર ચડી ગઈ હતી, કેટલીક ચડતી હતી. અને કુન્દન એકાએક ઝંખવાયો. એની આંખ આગળ કોઈએ જાણે સો કૅન્ડલનો વીજળીનો ગોળો ચેતવ્યો હોય તેમ ઝબકી ગયો. એ ચડનારામાં એની પ્રિયા હતી. શેફાલિની, શિખરોમાં એવરેસ્ટ પેઠે સૌમાં ઊંચી, હિમના જેવી ગૌર, સૂર્યનાં કિરણો ઝીલી ઝીલીને ઝળહળતી, અને વિશાળ હાસ્ય કરી મોહક દંતપંક્તિઓ ચમકાવતી ખડખડાટ હસતી, પોતાને પડખે ચાલતી સ્ત્રીઓ તરફ વારાફરતી મોં ફેરવતી, એક હાથે ફૅન્સી મનીબૅગને છાતી આગળ પકડી, બીજે હાથે છાતી પરનું કપડું તે છાતીને વધુ પડતી ઢાંકી ન દે તેવી રીતે તેની મરમ્મત કરતી તે આવતી હતી.

દાદર ચડવાથી તે સહેજ હાંફતી હતી. એ હાંફ એની છાતીને મનોહર રીતે ઉછાળા આપતી હતી. એ હાંફ બાદ કરતાં એની પેટન્ટ ચાલે જ એ ચાલતી હતી. એ ચાલ ઉપર ઘણા કુરબાન હતા. કૉલેજની લૉબીઓમાં બે બાજુ બે સખીઓ–એમાં કદીક એકાદ સખા પણ

હોય–સાથે શેફાલિની ખુલ્લે માથે, બે હાથે તેની ઉપરની પેટન્ટ ક્રિયાઓ કરતી, બંને બાજુ સ્મિત વેરતી ચાલી જતી હોય ત્યારે અજને જોવા માટે જેમ પૌર નારીઓ વ્યગ્ર આતુર બની દોડીને જોતી તેમ અહીં શેફાલિનીને જોવા અનેકાનેક પુરુષો આવતા. કુન્દન એ અનેક પુરુષ–મુખોમાંનું એક મુખ બની રહેતો. આજે એને લાગ્યું કે પોતે એકલો જ એના દર્શનનો (કાવ્ય) સમસ્ત ભોજક છે. તે ઊભો રહ્યો, ચકને ઊંચો કરીને કોક પ્રતીક્ષાતુર રમણીની પેઠે જરા કમર ઝુકાવીને સહેજ દીન વદને.

આખું મંડળ એના તરફના વરંડામાં વળ્યું. ચંપલની ચટપટ, રેશમી ઘાઘરા અને સાડીઓના સડસડ અને કંઠના કોમળ અવાજની મોહક લહરીઓ વેરતું એ મંડળ કુન્દનની દિશામાં આગળ વધતું હતું. બધામાં ઊંચી તરી આવતી શેફાલિનીની છટા સૌથી મોહક હતી. એ ન હોત તો પણ આંખને ઝંખવી શકે એવી આ કેટલીક યુવતીઓ એ જૂથમાં હતી. પણ અત્યારે તો એ બધી પોતાનું તેજ શેફાલિનાને જ સુદીપ્ત કરવામાં વાપરતી હોય તેમ લાગતું હતું. કુન્દનને લાગ્યું જાણે આ સૌન્દર્યની રેલ આવી રહી છે. એમાં ખેંચાઈ ન જવાય એ ભયે તે જરા બારણામાં અંદર સરક્યો. અસભ્ય ન ગણાવાય એ ભયે પણ એણે એમ કર્યું હોય. છતાં શેફાલિનીની નજર મેળવી શકાય એ આતુરતાથી પોતે જરા દેખાય તેમ ઊભો રહ્યો. પણ એ ઊભો જ રહ્યો.

તેના સમીપ–સ્થિતિની નોંધ લીધા વિના જ એ મંડળ ચાલ્યું ગયું. આખો વરંડો ચાલીને એ પાસેની પાંખ તરફ વળ્યું અને ત્યાંની લગભગ છેડાની એક રૂમમાં પેઠું. કુન્દનને હતાશ થવાનું કારણ ન હતું છતાં તે હતાશ થયો. એનો બદલો એણે આ માહિતીમાંથી

મેળવ્યો, કે એ ઓરડામાં જે કોક હમણાં જ નવું રહેવા આવ્યું હતું, તેને ત્યાં કદાચ શેફાલિની હવે આવતી રહે પણ ખરી.

કુન્દને ઓરડામાં પેસીને ખુરસી પર પાછી બેઠક લીધી. કાંસકો વાળમાં ફેરવવા માંડયો અને આખા માળામાં પેલા જ એક ઓરડામાં સવિશેષ થઈ રહેલા કોલાહલને સાંભળીને તેની મીઠાશ અનુભવતાં હૃદયને એ વલોવી રહ્યો.

શેફાલિની પોતાનો પ્રેમ કેમ ઝીલે અથવા પોતાને તે કેમ ચાહતી થાય તેના મનોમંથનોમાં, કલ્પનામાં તે ચડવા લાગ્યો. પણ એમાં કશું વળે તેમ ન હતું.

શેફાલિની અને કુન્દનને સાથે બેસાડો તો કોઈ પણ ન કહે કે આ બે એકબીજાને માટે યોગ્ય છે. એકપક્ષી પ્રેમ તો ઘણો હોય છે. કુન્દન શેફાલિનીને ભલે ચાહે. પણ શેફાલિની ? શેફાલિનીએ હજી સુધી પણ કુન્દન તરફ એકાદે ય પ્રેમનો દૃષ્ટિપાત કર્યો હોય એમ બન્યું ન હોતું.

કુન્દન કૈંકૈં કલ્પનાઓ કરી હૃદયને કોતરી ખાતો હતો ત્યાં ફરીને કોલાહલ આરંભાયો, કુન્દન ઊભો થયો. તેની આંખે ઝાંખ વળી. બે મિનિટ પછી તે બધી વસ્તુઓને સ્પષ્ટ દેખાતો થયો. ફરીને તે બારણામાં જઈને ઊભો. મંડળ સામેના વરંડામાં થઈને દાદર તરફ વળ્યું હતું. પણ તેમાં શેફાલિની દેખાતી ન હતી.

પેલા છેડેના ઓરડાના બારણા પર ઘેરા ભૂરા રંગનો પડદો હતો. તેને ઊંચો કરી પીળા ગુલાબી રંગની સાડીઓમાં બે જણુ નીકળી અને ઊભી રહી. 'ચાલ ને ચાલ.' તેઓ આગ્રહથી કોઈને કહેતી હતી. અને શેફાલિની બારણામાં દેખાઈ. હજી તેનું મોં ઓરડા તરફ જ ફરેલું હતું. તેનો વેણીગૂંથેલો અંબોડો દર્શનાતુર દુનિયા તરફ કટાક્ષ વેરી રહ્યો હોય

તેમ હસતો હતો. બહાર ઊભેલી એક સ્ત્રીએ તેના સાડી સમારતા હાથને ખેંચ્યો.

'ભાઈસાબ, ચાલ હવે. બહુ દહાડા છે હજી!' અને શેફાલિની સરી ગયેલી સાડીને સમારતી મલકતે મોઢે બહાર નીકળી. ઘડીભર તે હાથ ખેંચનાર તરફ જોઈ રહી અને પછી તેને એક હળવો તમાચો ખેંચી કાઢયો.

'તું શું સમજે હજી?'

કુન્દનનું હૃદય આતુરતા પર ટીંગાવા લાગ્યું. 'કઈ તરફ વળશે?' પેલી સાડી ખેંચનારીએ સામેના વરંડા તરફ વળવા માંડયું. અકસ્માત શેફાલિનીના પગ કુન્દનના વરંડા તરફ વળ્યા. ત્રણે જણ તેના તરફ અગ્રેસર થઈ રહી. દરેક ઓરડા તરફ નજર નાખતી તે કુન્દનના બારણા નજીક આવી. તેની નજરે કુન્દન પડયો. કુન્દનને મનમાં થયું, સલામ કરવી કે નહિ. ત્યાં જ તેણે શેફાલિનીનો હાથ ઊંચો થતો જોયો.

'હલ્લો, મિ. પરીખ, તમે અહીં ક્યાંથી?'

'હું અહીં જ રહું છું. આવો ને! મિસ...'

'ના, સાહેબજી, મોડું થાય છે અત્યારે તો.'

અને અતિશય સ્વાભાવિકતાથી તે ચાલી ગઈ. આટલા શબ્દોનો લાભ પામી ઉન્માદી જેવો બની ગયેલો કુન્દન શેફાલિનીની પીઠના સૌન્દર્યને પીતો ઊભો રહ્યો. તેની નજર શેફાલિનીને દાદર ઉતરાવીને જ પાછી ફરી. અને જે ઓરડામાં તે પેઠી હતી તે તરફ તેણે જોયું. પડદાને ખીંટી પર નાખી દઈ, બારસાખને માથું અફળાય નહિ એવી

રીતે નીચો નમીને, સહેજ વાંકડિયા વાળવાળો, ગોર કાંતિનો સુગઠિત ઊંચી કાયાવાળો એક જુવાન સિગારેટ પીતો ઊભો હતો.

કુન્દન અને તેની બંનેની નજર મળી અને બંને એકબીજા સામે ઘડીક તાકી રહ્યા. પેલો યુવાન તિરસ્કારથી સિગારેટ ફેંકી દઈ બારણાને ધડાક કરીને વાસી ઓરડામાં ચાલ્યો ગયો. કુન્દન ઓરડામાં પેઠો અને આરસીમાં પોતાનો ચહેરો તપાસવા લાગ્યો.

તેનાથી પેલા પુરુષના ચહેરા સાથે પોતાના ચહેરાની તુલના થઈ ગઈ. સામાન્ય રીતે સ્ત્રીના સૌન્દર્ય સાથે પુરુષ પોતાના સૌન્દર્યની તુલના કરતો નથી. બલ્કે પોતાના કરતાં વધારે સૌન્દર્યવતી સ્ત્રી હોય તેમ તેનો પ્રેમ વધારે ઉત્કટ બને છે. એવે વખતે પોતાનું અલ્પ સૌન્દર્ય ઊલટું એની સૌન્દર્યઝંખનાને વધુ ઉત્કટ બનાવે છે. શેફાલિના ખૂબ ખૂબસૂરત હતી એ તો કુન્દનના પ્રેમનું એક મહાન ઉત્પાદક બળ હતું. અત્યાર લગી કુન્દને એ વિચાર જ નહોતો કર્યો, કે એ સૌન્દર્યને પામવા પોતે પણ સુંદર હોવાની જરૂર છે કે નહિ. પેલા પુરુષને જોતાં જ એને પોતાની અલ્પ સુંદરતાનું ભાન થયું. પેલા પુરુષની સરખામણીમાં શેફાલિનીને જીતી શકે એવું કયું તત્ત્વ પોતે ધરાવે છે એનો વિચાર એ આરસીમાં પોતાનું મુખ જોતાં જોતાં કરી રહ્યો. એની બુદ્ધિ એવા પ્રત્યેક પ્રશ્નનો જવાબ હસીને 'ના'માં આપવા લાગી. અને તેમ તેમ તેનું હૃદય શેફાલિની માટે વધારે ને વધારે આતુર બનતું ગયું. એના હૃદયમાં જાણે કોઈ દવીં ભાગવાનો નાનકડો સંચો ફેરવી રહ્યું.

'શેફાલી ! શેફાલી !' એવા શબ્દો રટતાં, તેણે ટેબલ પર માથું પડતું મેલ્યું. એ માળામાં એની પીઠ પંપાળનાર કોઈ ન હતું.

વારુ. આપણે એને એમ જ પડેલો રહેવા દઈએ. કૂવામાં પડેલા માણસને તો બને તેટલો જલ્દી કાઢી લેવો જોઈએ. પણ પ્રેમમાં પડેલાને થોડો વખત પડી રહેવા દઈએ તો ય ખાસ કંઈ બગડે તેમ નથી. નાયકની પ્રેમવિવશતાથી પીગળી જતા વાચકોને આશ્વાસવા અહીં એટલું કહી રાખીએ છીએ કે એ પ્રેમકૂવામાંથી એનો ઉદ્ધાર કરવાનું ષડ્યંત્ર વિધાતા એ દરમિયાન ઉભું કરી હતી. કૂવામાં પડેલાનો ઉદ્ધાર દોરડાથી, ખાટલાથી કે એવી કોઈ બીજી રીતે થાય છે. પણ એનાથી યે ઓછી શક્તિવાળું બીજું કોઈ અંદર ઝંપલાવીને નથી કરી શકતું. પણ અહીં તો એવું જ કંઈક બની ગયું !

કુન્દન ટેબલ પર માથું મૂકી શેફાલિનીનું નામ રટણ કરતો હૃદયમાં દર્દી ભાગવાનો સંચો ફેરવી રહ્યો હતો તે વખતે સામેના વરંડામાં તેની બરાબર સામેના એક ખાલી ઓરડામાં એક નવા કુટુંબનો સામાન આવીને ગોઠવાતો હતો. ઘાટીના અને મજૂરોના અવાજ વધી પડયા હતા અને વાસણો તથા ખાટલા ખુરસીઓનો ખખડાટ આખી ચાલને વ્યગ્ર કરતો હતો. કુન્દને ઊઠીને વરંડા તરફનું બારણું અને બારી સજ્જડ વાસ્યાં અને ખાટલા પર લંબાવ્યું. પણ બારણું વાસતી વખતે તેના વ્યગ્ર સીકલ એક વ્યક્તિએ જોઇ લીધી હતી તેનો તેને ખ્યાલ ન હતો.

એ જોનાર હતી એક કન્યા. તે બેબેબે દાદર ચડીને આવી હતી. સામાનને ગોઠવવાની ધમાલમાં તેની અશક્તિનો કોઈએ ખ્યાલ કર્યો ન હતો. કશે ય બેસવાનું ન મળતાં તે કઠેડો પકડી લઈને ઊભી રહી ગઇ હતી અને છાતી ઉપર એક હાથ મૂકીને શ્વાસને કાબુમાં લેવા મથતી હતી. ત્યાં સામેના ઓરડાના બારણામાં તેણે એક અતિ વ્યગ્ર ચહેરો ઘડીભર જોયો. તે પછી તેની આંખો સામે સજ્જડ

વસાયેલું બારણું જ જોવા માટે રહ્યું. પણ એ બારણા પાછળ અદૃશ્ય થયેલા ચહેરા સાથે તેનું મન, કહોને હૃદય, પણ અદૃશ્ય થઈ ગયું. તેને હવે શ્વાસને કાબૂમાં રાખવાની જરૂર ન હતી. નીમી આટલી બધી શાંત કેમ ઊભી રહી છે એ વિચારતાં ઘરનાં માણસો પણ જરાક આશ્ચર્ય પામી ગયાં.

નીમી એ આ નવા કુટુંબમાં એક કુંવારી કન્યા, કહો કે યુવતી હતી. સતત માંદી રહીને એ બધાંની સારવાર પામતી. અરૂપ હોઈને એ બધાંના આકર્ષણનું કેન્દ્ર બનતી. શરીરમાં યૌવનનો સંચાર થયા પછી જાગેલા આત્મભાને તેને ઘડીયે જંપવા દીધી ન હતી. સોળ વર્ષની થઈ ગયા પછી એને પણ પોતાની 'કરીઅર' હવે મેળવી લેવાની હતી. એ જેમ નિશાળની પરીક્ષાઓમાં છેલ્લાં વરસોમાં નાપાસ થયા કરતી હતી તેમ પોતાની 'કરીઅર'ની શોધમાં પણ નાપાસ થતી હતી. એણે જેની જેની ઉપર નજર ઠેરવી હતી તે પુરુષોના આકર્ષણનું પાત્ર તે બની હતી, પ્રેમનું નહિ. જેવી રીતે રૂપ આપણું ધ્યાન આકર્ષે છે, તેવી જ રીતે અપ-રૂપ પણ આકર્ષે જ છે. પોતાની અપ રૂપતાનો કશો ઇલાજ ન મળી શકવાથી તે કેવળ પુરુષોના રટનમાં રહેતી. અને એક જ આશ્વાસન લેતી કે લાંબા અણીદાર દાંતવાળી, જેનાં કોણીનાં અને કાંડાનાં હાડકાં બહાર નીકળી આવ્યાં છે, અને જેના હાથની ઠેઠ ખભા સુધીની નસો દેખાઈ આવે છે એવી પોતાની મા જેવી જ પોતે હતી, જાણે પંદર વરસ ઉપરની પોતાની માની જ પ્રતિમૂર્તિ જેવી હતી, છતાં પોતે એના કરતાં ઓછી અપરૂપ છે. દુનિયાએ એનો તિરસ્કાર કરવાની ભાગ્યે જ જરૂર હતી. કારણ જેટલી એ પોતાનાં માબાપ માટે જવાબદાર હતી તેટલી જ એ પોતાના રૂપ વિષે હતી. પણ તેથી કોઈ તેને ચાહી ન શકે તો

તેને પણ કોઈએ દોષિત ઠરાવવાની જરૂર ન હતી. કારણ દુનિયામાં રૂપના આશકો સંભવે છે, અપરૂપના નહિ.

સામાન ગોઠવાતાં ઘણી વાર થઈ અને તે કઠેડાને અડીને જ બેસી પડી. થોડીવારે તેણે પોતાની પીઠ પાછળનું બારણું ઊઘડતું સાંભળ્યું. અને ચાલ્યા જતા માણસના ચંપલની ચટાક તે સાંભળી રહી. જાણ્યે અજાણ્યે એનું હૃદય એ ચટાકની સાથે તાલ લેતું હતું.

બીજે દિવસે સવારે વહેલો ઊઠેલો કુન્દન એના રિવાજ મુજબ વરંડામાં ખુરસી નાખીને બેઠો હતો. ત્યાં સામેનું બારણું ઊઘડ્યું. નોકર એક ખુરસી અને પીકદાન મૂકી ગયો. લથડતી ચાલતી નીમીને પકડીને એક જણ ખુરસી પર બેસાડી ગયું. નીમીએ પીકદાનમાં દાતણ કર્યું, મોં ધોયું અને મોં લૂછીને હાથમાં ટુવાલ પકડીને બેસી રહી. કુન્દને એની આ ક્રિયાઓ ઉગ્ર અણગમા સાથે જોઈ. પણ જ્યારે નીમીએ તેના તરફ મીટ માંડી ત્યારે એને જે અણગમો પ્રગટ્યો તેની આગળ પેલો અણગમો કંઈ જ વિસાતમાં ન હોતો. કુન્દનને પહેલો વિચિત્ર અનુભવ એ થયો કે એ છોકરી એને જરા યે આકર્ષતી ન હતી છતાં તેના પરથી પોતે નજર હઠાવી શકતો ન હતો. તે ત્યાંથી થાકીને ઊઠ્યો. કલાકેક પછી તે જ્યારે બહાર જવા નીકળ્યો ત્યારે પણ તે છોકરી ત્યાં જ બેઠેલી હતી. પીકદાન, લોટો, ટુવાલ વગેરે એમને એમ જ ત્યાં પડેલાં હતાં. વધારામાં એક ચાનો કપ પણ ત્યાં પડ્યો હતો. તેની નજર પકડવાને જ જાણે તે છોકરી મથી રહી હોય તેમ, તેણે તેના મોં તરફ સહેજ આંખ માંડી કે તરત તે છોકરીએ મોં મલકાવ્યું. કુન્દને મોં ફેરવી લીધું અને તે ઝડપથી દાદર તરફ વળ્યો. દાદર ઊતરતાં ઊતરતાં તેને લાગ્યું કે હજી જાણે તે છોકરી તેના તરફ જોઈ મલકાયા કરે છે. એ ટ્યૂશન ઉપર

પહોંચ્યો ત્યાંસુધી આખે રસ્તે પેલા અણિયાળા દાંતવાળા મોંનું સ્મિત તેની પીઠ પર જાણે બચકાં ભરી રહ્યું હોય એવો અનુભવ તે કરી રહ્યો. એ દર્દના મલમ રૂપે માત્ર શેફાલિનીના રૂપનું સ્મરણ જ કામ કરી શકે તેમ હતું.

જેને નસીબ કહેવામાં આવે છે તે શું છે તે હવે કુન્દનને કંઈક સમજાવા લાગ્યું. સામેના જ ઓરડામાં અણધાર્યું આવેલું આવું અપરૂપ માણસ, તેનું રોજ સવારે કરવું પડતું દર્શન અને તેના અણિયાળા સ્મિત નો અનિચ્છાએ લેવો પડતો કાતિલ આસ્વાદ એમાં તેનું પોતાનું કર્તૃત્વ ન હતું છતાં તેને ભાગ લેવો પડતો. તે આ ચાલમાંથી ઓરડી બદલવાનો ગંભીર રીતે વિચાર કરી રહ્યો. પણ ધાર્યું ધણીનું થાય છે.

એક સવારે જ્યારે પેલી છોકરીની દાતણની ક્રિયા થઈ રહી હતી અને કુન્દન આ બાજુ વરંડામાં ઘડીક આવીને ઊભો હતો–કારણ તેણે ત્યાં બેસવાનું તો માંડી જ વાળ્યું હતું–ત્યારે શેફાલિની એકલી જ કશો ય વટ કર્યા વગર દાદર ચડીને આવીને પેલા વચલી પાંખના ઓરડામાં ચાલી ગઈ. એ એટલી એકાગ્ર હતી કે તેણે કોઈ તરફ નજર સરખી પણ નાખી નહિ. શેફાલિનીને આવેલી જોઈ ત્યારે જ કુન્દનને ખ્યાલ આવ્યો કે જે રૂમમાં જતી હતી તે અત્યારલગી બંધ જ હતો. કુન્દને આશ્ચર્ય સાથે જોયું કે શેફાલિનીએ હવે દરરોજ પેલા રૂમમાં આવવા માંડ્યું છે. અને એનામાં શેફાલિની માટેનો તલસાટ પાછો જાગવા માંડ્યો. તે પાછો ખુરસી નાખીને વરંડામાં બેસવા લાગ્યો. અને શેફાલિનીને આવતી અને જતી જોઈને તે પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યો. શેફાલિની હવે સામાન્ય રીતે સામેના વરંડામાં થઈને પેલા માણસ પાસે જતી અને વળતાં તેના

વરંડામાં થઈને જતી. આવતી વખતે તે કુન્દનની વરંડામાંની હાજરીની ભાગ્યે નોંધ લેતી. પણ પાછાં વળતી વખતે તે કુન્દનને સલામ કરીને કે તેની સલામ ઝીલીને કંઈપણ બોલ્યા વગર ચાલ્યે જતી.

શેફાલિની આવતી ત્યારે ગમગીનીભરી એકાગ્ર આતુરતાથી પેલા ઓરડા તરફ જતી. કલાક અર્ધો કલાક કે બે કલાક પછી તે પાછી નીકળતી ત્યારે કદીક અત્યંત ખુશનુમા દેખાતી કે કદીક અત્યંત ગમગીન દેખાતી. એ જ્યારે જ્યારે લાંબો વખત અંદર રોકાતી ત્યારે તે ગમગીન બનીને નીકળતી. એવે વખતે તે વરંડામાં બેઠેલા કુન્દનને પણ ભૂલી જતી અને પાસે થઈને પસાર થઈ જતી. એક બે વખત આમ બન્યા પછી કુન્દનથી રહેવાયું નહિ. અને તે જ્યારે બોલ્યા વગર જતી ત્યારે તેને તે બોલાવતો અને પોતાને ત્યાં ચા પીવાનો આગ્રહ કરતો. અને હમેશાં શેફાલિની આભાર પૂર્વક ના પાડતી.

વરંડામાં તડકો ન આવે ત્યાં લગી ખુરસી પર બેસાડી રખાતી નીમી પોતાની પાસે થઈને રોજ જતી આ રૂપસુંદરીને કાતિલ આંખોથી જોઈ રહેતી. પછી નજર ફેરવીને તે શેફાલિની પર ચોંટેલી કુન્દનની નજર જોતી, અને શેફાલિનીના જ ધ્યાનમાં બેઠેલા લાગતા કુન્દન સામે તાકી રહી, શેફાલિની તેની પાસેથી પસાર થતાં જે સલામની આપલે થાય તે અદેખાઈથી જોઈને, તે દાદર ઊતરી જતી ત્યારે ક્ષણિક આરામનો એક નિસાસો મૂકતી.

આમ ઘણા દિવસો વહી ગયા. જે દિવસે આ વાર્તાનો છેલ્લો બનાવ બને છે તે પહેલાં ઘણા નાના પણ માનસિક મહત્ત્વના પ્રસંગો બની ગયા કે જેમાં કુન્દનને પ્રતીતિ થતી ગઈ કે શેફાલિની પેલા

ઓરડામાં રહેતા પુરુષની પાછળ છે, અને સામા ઓરડામાં રહેતી છોકરી પોતાની પાછળ છે. અને છતાં પોતે શેફાલિની માટે ઝંખી મરે છે અને પેલી છોકરીના તરફ સમભાવની નજર પણ નથી નાખી શકતો. એ અનુભવતો હતો કે જ્યારે જ્યારે પોતે શેફાલિનીનો કેડો લેતો, સૂક્ષ્મ કે સ્થૂલ—ત્યારે પેલી છોકરી પણ પોતાની પાછળ પડેલી જ રહેતી. વરંડામાં જતી શેફાલિનીની પૂંઠળ એની નજર ફરતી હોય ત્યારે સામા વરંડામાં બેઠેલી, કે ન બેઠી હોય તો પાતાળમાંથી પણ આવી જઈને ત્યાં ઊભેલી, નીમી—હવે કુન્દન એનું નામ જાણતો થઈ ગયો હતો—તેની પાછળ આંખ માંડીને બેઠી જ હોય. શેફાલિની પેલા પુરુષ સાથે બગીચામાં જ્યાં નીકળી હોય અને પોતે તેની પાછળ ગયો હોય તો ત્યાં યે થોડા જ વખતમાં નીમી તેના એક ભાઈને લઈને આવી જ હોય.

એકવાર એક સવારે શેફાલિનીના મિત્રના ઓરડામાં જરા ઊંચે સાદે અવાજો સંભળાયેલા. શેફાલિની ધૂંધવાતી ધૂંધવાતી બહાર નીકળેલી, તેને એવી દશામાં અદ્‌ભુત સંતોષથી નીમીએ જોયેલી, અને તે જ સાંજે પાછી શેફાલિની બનીઠનીને આવી અને પેલો પુરુષ અને તે બંને અતિશય પ્રસન્ન બનીને સાથે સાથે નીકળ્યાં. કુન્દને થોડીક જ મિનિટને અંતરે પોતાની ઓરડીનો ચૂપકીદીથી ત્યાગ કર્યો તેણે બંનેનું પગેરું સિનેમામાં શોધી કાઢ્યું અને તેમની પાછળની હારમાં જ—તેમની બરાબર પાછળ—તેણે બેઠક લઈને શેફાલિનીના સાન્નિધ્યનો એકાન્તિક આસ્વાદ લેવાની તૈયારી કરી.

આશ્ચર્યની વાત તો એટલી જ છે કે, એ વખતે તેને પોતાના પ્રેમપાત્રની જોડાજોડ પ્રત્યક્ષ બેસતા પુરુષ તરફ અદેખાઈ નહતી થઈ. ઝનૂન કે અદેખાઈ પણ પ્રગટયા ન હતાં. એ કદાચ આ જમાનાનું

વિશેષ લક્ષણ છે. જ્યારે બીજા કોઈ પણ પુરુષ સાથે જોડાયેલી એક સ્ત્રી તરફ માણસને અનુરાગ થાય છે અને તેને મેળવવા તે ઇચ્છે છે ત્યારે તે એ સ્ત્રીના બહુપુરુષગામિત્વનો સ્વીકાર તે કરી જ લે છે. એને તો માત્ર પોતાને પણ એ સ્ત્રીનો લાભ થાય એટલું જ જોઈએ છે. એ હવે જૂના જમાનાની પેઠે એકેવસ્વામિત્વની જંગલી ભાવના કે મૂડીવાદી જમાનાની કબજા ભોગવટાની ગર્હણીય પ્રવૃત્તિથી કંઈ નહિ તો આટલી એક બાબતમાં તો મુક્ત બને છે.

અને એનું ચિત્ત એ સ્ત્રીની પ્રાપ્તિ પાછળ જ પડે છે. પેલા પુરુષોને તે વિચાર જ કરતો નથી. તેને જીતવાનું હોય તો સ્ત્રીને, નહિ કે પુરુષને. સ્ત્રીને જો પોતે જીતી શકયો તો પુરુષ આપોઆપ ખરી જશે એવી તેને ખાતરી હોય છેઃ કારણ આ જમાનામાં સ્ત્રીને પોતાનો પ્રેમ ગમે ત્યાં આપી શકવાની સ્વતંત્રતા હરકોઈ સ્વીકારે છે. અર્થાત્ હવે પુરુષ સાથે દ્વંદ્વયુદ્ધની જરુર નથી હોતી, માત્ર સ્ત્રીનો સફળ રીતે અનુનય જ કરવાની જરુર છે.

અને કુન્દન એ જ કામ કરતો હતો. એનો તેને સો નહિ પણ સોમાંથી એક ટકો તો વિશ્વાસ હતો કે શેફાલિનીને તે જીતી શકશે. એટલે પેલા વાંકડિયા વાળવાળા પ્રચંડ શરીરના પુરુષની પાછળ બેઠેલો હોવા છતાં તેનું ધ્યાન શેફાલિનીમાં જ હતું. અને એ સાનિધ્ય-રસ લેવાની તૈયારીમાં હતો ત્યાં તેની નજર બારણા તરફ વળી.

ત્યાં નીમી એના ભાઈને લઈને ઊભી હતી અને બધી બેઠકો પર નજર દોડાવતી હતી. એનો ભાઈ કુન્દન તરફ આંગળી કરી અદક્ષતાથી બોલી ઊઠયો, 'પેલા રહ્યા!' અને તે સીધી આવાને કશાય સંકોચ વિના કુન્દનની સાથેની બેઠક ઉપર જ સ્મિતપૂર્વક

બેસી ગઈ. એ બે કલાકના ખેલ દરમિયાન કુન્દનને નીમીના સ્મિતના અને અનુનયના ઘણા અનુભવો થયા. ખેલને અંતે ખુલ્લી હવામાં નીકળતાં એક અનુભવ તેનામાં રણકી રહ્યો કે પોતાના પ્રેમનો પ્રતિ-ધ્વનિ ન પાડતા સુંદર પાત્રનો અનુનય કરવા કરતાં પોતાને ન ગમતા પાત્રનો અનુનય જીરવવો એ ભારે કઠણ કામ છે.

સવારના વખતે કુન્દન કાંસકાથી વાળ હોળતો વરંડામાં ઊભો હતો. આજે નીમીની રોજની ખુરસી ખાલી હતી. થોડીવારે સામેનું બારણું ઊઘડયું અને તે બહાર આવીઃ કોક નવા જ ઢંગમાં. નવી સાડી, કાને એરિંગ, કાન ઢાંકીને હોળેલા વાળ, હાથમાં સોનાની બંગડીઓ અને કઠેડા ઝાલીને તેણે બરાબર કુન્દન સામે ઊભા રહીને સ્મિત કર્યું. અને તેણે જરા સંકોચથી કહ્યું.

‘ કુન્દનલાલ, આજે તો મારી વરસગાંઠ છે ! ’

કુન્દન જરા ગભરાયો. પણ અનિચ્છા છતાં તેનાથી સ્મિત કરી દેવાયું. અને તે બોલ્યો.

‘ મારાં અભિનંદન ! ’

અને જાણે ખૂબ સંતોષ પામતી હોય, કૃતજ્ઞ થતી હોય, પ્રસન્ન થતી હોય, તેમ નીમીએ કઠેડા પર મૂકેલા હાથના ખભા ઊંચા કરી, ડોકું જરા એક કોર ઝુકાવીને આર્જવ ભર્યા અવાજે કહ્યું, ‘ અહીં આવીને આપો, ત્યાં રહ્યા રહ્યા નહિ ! ’

જવાબમાં કુન્દને ઓરડામાં પેસી બારણું વાસી દીધું. આંગળી આપતાં પોંચો જવાના ભયે તે કાંપી રહ્યો હતો.

શેફાલિનીને તે દિવસે દાદર ચડતાં તે જોઈ શક્યો નહિ પણ તે બહાર નીકળી ત્યારે તેનો વ્યગ્ર અને નંખાઈ ગયેલો ચેહરો તેને જોવા મળ્યો. તે જોતો હતો કે હમણાં હમણાં એ બે જણ વચ્ચે આવા પ્રસંગો વધતા જતા હતા. અને એવે વખતે શેફાલિની બીજી વાર અહીં ફેરો ખાતી. અને બંને જણ સમાધાન પામીને સાથે હસતાં હસતાં નીકળતાં એ વૃત્તિને દુષ્ટ કહેવી હોય તો ભલે કહો, પણ એમના આ વધતા જતા અણબનાવના પ્રસંગોમાં કુન્દન આશાનું કિરણ જોતો. શેફાલિનીની અપ્રસન્નતા તેને હમેશાં પ્રસન્ન કરતી, અને તેની પ્રસન્નતા અપ્રસન્ન કરી મૂકતી. સાંજે પાછાં એ લોકો હસતાં કૂદતાં બહાર નીકળશે એવી એને ખાતરી હતી. વળી હવે તેણે શેફાલિનીની પાછળ જવાનું પણ મૂકી દીધું હતું. અને શેફાલિનીને સીધી વાત જ કરી લેવી જોઈએ એમ તે વિચારવા લાગ્યો હતો.

સાંજને વખતે તેણે શેફાલિનીને પેલા પુરુષની પાસે જતી જોઈ. પણ તેઓ પ્રસન્ન બની બહાર ન નીકળ્યા. ઓરડામાં કોલાહલ પણ નહતો. કુન્દન ત્યાં કોઈ શાંત ખેંચતાણ થતી અનુભવી રહ્યો. પોતાના રૂમનું બારણું ખુલ્લું મૂકી વરંડામાં જતું માણસ દેખી શકાય તેવી રીતે તે બેઠો. લગભગ સાંજ થઈ છતાં શેફાલિની બહાર નીકળી ન હતી. કુન્દનના અંતરમાં મંથન ચાલતું હતું. શેફાલિનીને મેળવવી જ જોઈએ. તેના વિના જીવનમાં શું સાર છે? શું ચેન છે? શી રાહત છે? એ કાલ્પનિક ખેંચતાણમાં વધતો વધતો આત્મઘાતના વિચાર લગી પહોંચી ગયો. માથે હાથ ટેકવી ઢળેલી પાંપણે તે હતાશ હૈયે બેઠો હતો ત્યાં તેને થયું કે બારણામાં કોક આવીને ઊભું છે. તે આંખ ઊંચી કરીને જુવે તે પહેલાં તેણે સાંભળ્યું,

આવું કે ?'

ખિન્ન સ્મિતથી હસતી શેફાલિની ઉભી હતી. કુન્દન પહેલાં એ દ્રશ્યને સાચુંજ ન માની શકયો. તે એકદમ ઉભો થયો. સ્વપ્નભૂમિની સુંદરી આટલી સરળતાથી શું ખરેખર જાગૃતિમાં આવી ?

'જરૂર જરૂર' કહી તેણે પોતાની ખુરસી તેને બેસવા આપી અને પોતે ટેબલને અડીને ઉભો. શેફાલિનીના અચાનક આગમનનો શો અર્થ કરવો તે તેને સમજાતું ન હતું; તેનું કઈ રીતે સ્વાગત કરવું, તેની સાથે શી વાત કરવી તે બાબતમાં તે મૂંઝાવા લાગ્યો. એમાંથી શેફાલિનીએ તેને છોડવ્યો. તે બોલી.

'કુન્દનલાલ, મારી સાથે જરા આવશો ?'

કુન્દને બીજો આંચકો અનુભવ્યો, પણ તે સ્વસ્થ થઈને બોલ્યોઃ 'તમે ચા નહિ લો ?'

'નો. થેન્કસ. મારી સાથે આવવાનો વખત કાઢી શકો તો મહેરબાની!' શેફાલિની બોલી. કુન્દને તેના હોઠ જરા ધ્રુજતા જોયા.

શેફાલિનીને આટલી બધી નંખાઈ ગયેલી તેણે કદી જોઈ ન હતી. જાણે તેને ખિન્નતામાં બોળીને ન કાઢી હોય !

'તો જરા પાણીયે નહિ લો ?'

'ના, ચાલો મારી સાથે. આવી શકો તો,' આતુરતા અને બેપર-

વાર્ઇના મિશ્રણ સાથે તે બોલી, અને તરત ઉભી થઇ, અને કુન્દન તરફ નજર માંડી.

એ માગણીને નકારવાની કુન્દનમાં શક્તિ જ ન હતી. ઇચ્છા પણ ન હતી. તેણે ઉતાવળે કોટ પપેર્યો, વાળમાં કાંસકો ફેરવી લીધો. અને બંને જણ નીકળ્યાં. બારણું ખાલી વાસેલું જ રહ્યું. તેમને જતાં નીમી જોઈ રહી હતી તે તેમના ખ્યાલમાં આવે એટલાં તેઓ જાગૃત હતાં નહિ.

એએક કલાક પછી કુન્દન પોતાના માળાના વિશાળ પગથિયાં ખિન્ન હૃદયે ચડતો હતો. તે એક હાથે વારંવાર માથાના વાળમાં અને બીજે હાથે છાતી પરના વસ્ત્રને બાચકા ભરતો હતો. શેફાલિનીની ત્રણ વાર ભારપૂર્વક ઉચ્ચારાયેલી 'ના. ના. ના.' તેના મગજમાં હથોડા પેઠે વાગતી હતી.

માળામાંથી ઊતરતા સુધી જ શેફાલિની સ્વસ્થ રહી હતી.

'ક્યાં જઈશું ?' કુન્દને નીચે પગથિયાં પાસે ઊભીને પૂછ્યું.

'ગમે ત્યાં, મને અહીંથી લઈ જાઓ. આ દુષ્ટ સ્થળેથી.' તે પોતાના અવાજ પરથી કાબૂ ગુમાવતી લાગતી હતી.

કુન્દને એક ટેક્સી મેળવી અને ગાર્ડનનો રસ્તો લીધો. ત્યાં આથમેલી સન્ધ્યાના આકાશ હેઠળ બાંકડા પર બેઠેલી શેફાલિનીની પાસે બેસી તેણે પોતાનો પ્રેમ પ્રગટ કર્યો. શેફાલિની વચ્ચે વચ્ચે 'સમજુ છું' એમ બોલતી હતી. અને અંતે કુન્દને તેના શિથિલ પડેલા હાથ પર પોતાનો હાથ મૂક્યો. શેફાલિનીએ તે મૂકવા દીધો.

કુન્દન એ હાથને ઉપાડી પોતાને હોઠે અડાડવા ગયો ત્યાં તેણે ધીરેથી પાછો ખેંચી લીધો.

'કુન્દનલાલ મને માફ કરશો. હું તમને બધું આપીશ. પણ તમે માગો છો તે આપવું મારા હાથમાં નથી.'

અને તે બે હાથમાં મોં નાંખી રડી પડી. કુન્દન બાંકડા પરથી ઊઠીને પાસે ઊભો રહ્યો. કેટલાક વખત પછી શેફાલિની બોલી.

'મને ઘેર પહોંચાડશો ?'

ટેક્સી શેફાલિનીના ઘર તરફ દોડી રહી. કુન્દનની વ્યાકુળતા વધતી જતી હતી. છેવટે તેનાથી રહેવાયું નહિ. તેણે શેફાલિનીનો હાથ જોરથી પકડી લીધો, અને બોલ્યો.

'એકવાર હા કહો. શેફાલિની! મારે વધુ નથી જોઈતું. તે વિના મારે જીવવું અશક્ય છે.' હવે શેફાલિની સ્વસ્થ થઈ હતી. તેણે દૃઢ રીતે તેના સામે જોયું અને પૂછ્યું,

'નહિ તો તમે શું કરશો ?'

'આપઘાત!'

શેફાલિની તેના તરફ કરુણા મિશ્રિત નજરે જોઈ રહી અને બહુજ ધીરેથી બોલી,

'તો વધારે સુખી થશો.'

કુન્દને વજ્રનો આઘાત અનુભવ્યો.

શેફાલિનીનું ઘર આવી ગયું હતું. ટેક્સી ઉભી રહી. શેફાલિનીએ ઊતરીને ખોયા જેવા થઈ ગયેલા કુન્દનનો હાથ શોધી કાઢીને પકડયો, અને પંપાળ્યો અને,

'તમારો આજનો ઉપકાર નહિ ભૂલું,' કહી તે પાસેના પગથિયાં ચડી ગઈ.

કુન્દનને લાગ્યું એ શેફાલિનીનું છેલ્લું દર્શન હતું. હવે સુખ મેળવવું હોય તો તે તેણે સૂચવેલા ઈલાજમાંજ હતું. 'તો વધારે સુખી થશો!' એ વાકય તેના મનમાં કરમિયા પેઠે તરવરતું હતું. પોતે કંઇ ધમકી ખાતર 'આપઘાત!'ની વાત કરી હતી? એને લાગ્યું એજ હવે જીવનની ઇષ્ટ સ્થિતિ છે. આપઘાત! વાળમાં અને કપડામાં ખાચકા ભરતો, છૂટી પાટલીને એક હાથે સંકોરતો તે ધીરેધીરે દાદર ચડી રહ્યો. એનું મન આપઘાતની કલ્પનામાં ચઢી ગયું હતું.

માળામાં રાતનું વાતાવરણ જામી ગયું હતું. ઓરડે ઓરડે દીવા, ભોજન અંગેનો કોલાહલ, અને ખાતા પહેલાં કે ખાઈને આરામથી ટહેલતા લોકો; એ બધું જોતો ન જોતો કુન્દન પોતાની ઓરડી પાસે આવ્યો. બારણું ખાલીજ વાસેલું હતું. કોઇ પેસી તો નહિ ગયું હોય?

તેના મનમાં એક શંકા પ્રગટી. પણ હવે પોતાનું શું લૂંટાય કે શું રહે તે વિષે તો તદ્દન બેપરવા બની ગયો હતો. લાઇટ કર્યા વિના તે જેમ હતો તેમજ એક ખૂણામાં રહેતા ખાટલા ઉપર જઈને પડ્યો. પણ......

પણ એ જેવો પડ્યો તેવો જ ઊભો થઈ ગયો. તેણે એકદમ

દીવાની ચાંપ દબાવી અને તે મોંમાંથી કંઇ પણ ચીત્કાર કરે તે પહેલાં જ તેને મૂંગા થઈ જવું પડયું.

એના ખાટલામાં નીમી પડી હતી. દીવો થતાંની સાથે તેના મોં પર એક સ્મિત પથરાયું. તેની સૂતેલી સ્થિતિમાં તેના તીક્ષ્ણ દાંત વધારે તીક્ષ્ણ બની ચમકી રહ્યા. એના ગાલમાં હતી તે કરતાં વધારે કરચલીઓ તેણે જોઈ. તેના આખા શરીરમાં એક ઘૃણાભર્યો રોમાંચ થઈ આવ્યો.

તેણે સામટા બે ત્રણ સવાલો પૂછી નાખ્યા.

'આ શું ? તું અહીં કયાંથી ? કેમ આવી છે અહીં ?'

જવાબમાં નીમી મૂંગું હસ્યા જ કરી.

કુન્દનને શું કરવું તે સમજાયું નહિ. આ નવી પરિસ્થિતિએ એની વિષાદભરી વિચારદશાને કટ દઈને કાપી નાંખી. અને તેને નવી પ્રશ્નભૂમિમાં મૂકી દીધો. એક સ્ત્રી પોતાના ખાટલામાં આવીને છાનીમાની સૂઈ જાય એનો અર્થ તે સમજતો હતો. પણ તેણે તદ્દન અણસમજના ભાવે પૂછયું,

'શું લેવા આવી છે અહીં ? ઊઠ, ખાટલામાંથી બેઠી થા !'

જવાબમાં તે એનું લાક્ષણિક સ્મિત કરીને ખાટલાને એક પડખે સરી અને ખાલી જગામાં આવીને બેસવા કુન્દનને ઈશારો કર્યો.

કુન્દન મૂંઝાયો. એણે તટસ્થતા, ઉપેક્ષા અને વિનોદના મિશ્રણ ભર્યો ફરી પ્રશ્ન કર્યો,

'તારે શું જોઈએ છે? જતી રહે અહીંથી.' અને તેના ઉઠવાની અને જવાની રાહ જોતો હોય તેમ ઉભો રહ્યો. અને તેણે જોયું કે નીમીના મોં પરનું સ્મિત એકાએક ચાલ્યું ગયું હતું. તે અતિ આર્દ્ર સ્વરે બોલી.

'મને આપશો?' અને તે થોડું થોભી અને વળી બોલી. 'તમારો પ્રેમ આપો, થોડામાં થોડો.' અને તેણે આંખો ઢાળી દીધી.

કુન્દન એ ઢળેલી આંખો નીચે ઘણું જોઈ શકયો. તેને પ્રશ્ન પૂછ-વાનું મન થઈ આવ્યું. 'નહિ તો?' અને થોડી વાર પર શેફાલિની સાથે થયેલો સંવાદ તેનું મન બોલી ગયું. 'આપઘાત!' 'તો વધારે સુખી થશો!' અને જેનું દર્શન પણ પ્રિય નથી એવી એ નફફટ સ્ત્રી પ્રત્યે તે રોમરોમમાં ઘૃણા અનુભવી રહ્યો.

તેણે નીમી તરફ અધીરાઈથી દૃષ્ટિ કરી. તે જ વખતે નીમીએ આંખ ઉઘાડી. તેની મસ્તી તોફાન બધાં ચાલ્યાં ગયાં હતાં. અને એક અનેરું તેજ તેમાં આવીને બેઠું હતું. કુન્દનને થયું, 'આ પ્રાણીને ચાહી શકું તો?' પણ તે પ્રશ્ન સાથે જ ઘૃણાએ તેનામાં વળ ખાધો.

અને એકાએક તેના મનમાં પ્રકાશ પડયો. એક ન ઉકલતી ગૂંચ ઊકલી ગઈ. તેના હૃદયે એક હાશ ખાધી.

'શેફાલિની મને કેમ ન ચાહી શકે એ આ જોયા પછી તદ્દન સમજાય એવું છે!' તેના મનમાં વિચાર સ્પષ્ટ બન્યો અને શેફાલિની પ્રત્યેનો એનો અનુરાગ કમળપત્ર પરથી પાણી ખરે તેમ હૃદયમાંથી ખરી પડયો.

એ જ્ઞાનના આહ્લાદથી તે ઘડીક ગાંડો બની ગયો. દોડીને તેણે નીચીને એક ચુંબન કર્યું. એ સ્થિતિમાં જો તેની પાસે કાંટાળો થોર હોત તો તેને પણ તે ભેટી પડત. અને તીવ્ર તલસાટથી લખલખતી નામીને એમને એમ ખાટલાના ગાદલામાં અને પ્રેમના કૂવામાં પડેલી રહેવા દઈ ને, પોતાનું અને જગતનું ભાન વિસારી દઈને તે ઓરડા બહાર ચાલ્યો ગયો.

ચાલ્યો ગયો !

પછી ફળિયામાં કૂતરાં એકદમ ભસવા લાગ્યાં એટલે મને થયું કે બધા આવતા હશે. નિરાંતે જોવાય એટલા માટે હું મેડે ચડી ગઈ અને બારીની ફાડમાંથી જોવા લાગી. બધા ભાયડા બીડીઓ પીતાપીતા આવ્યા અને આંગણામાં ઢાળેલા ખાટલા પર આડાઅવળા બેસી ગયા. પછી બધાએ માથાનાં ફાળિયાં ધીરેધીરે ઊતાર્યાં, અને કોકકોકે આંગળી વતી કપાળ પરથી પરસેવો લૂછ્યો. હું બધાય ભાયડામાં એમને શોધ્યા કરતી હતી. પણ મને એકદમ જડ્યા નહિ. તે રાતે અમારા ફરી વાર વિવાહ થયા ત્યારે ઘૂમટામાં ને ઘૂમટામાં મારાથી એમને ધારીને જોવાયલા ન હતા. અને પછી ત્રીજે દહાડે મારી મા મરી ગઈ તે બાપાએ મને ના જવા દીધી, અને એ તેડવા આવ્યા ત્યારે મારી બેનના વિવાહ થવાના હતા એટલે એમણે કહી વાળ્યું કે 'વેવા પછી વાવ.' એટલે વિવાહ થઈ ગયા પછી એ તેડવા આવવાના હતા ત્યાં એમના મામા મરી ગયા તે એ બધાની ભેગા કાણે આવ્યા. એટલે મારા બાપાએ બધાને ચા પીવા બોલાવ્યા ત્યારે મને થયું કે લાવ જોઉં તો ખરી. બધા ભેગા આવવાના હતા એ વાત તો ચોક્કસ, પણ એ કિયા તે મને શી ખબર પડે? બારીની ઝીણી ફાટમાંથી મેં તો મારે જોયા કર્યું. બારી ઉઘાડવાની મારી હિંમત ન ચાલી.

એટલામાં મારી ભાભી કેડમાં છૈયાને ઘાલી દાદરો ચડીને આવી. ને બોલી કે 'ચ્યમ ચંદનબા, આમ સંતાઈ સંતાઈને શું ભાળો છો?' મેં કીધું : 'કાંય નહિ.' ત્યારે ભાભી બોલી : 'કાંઈ નહિ ચ્યમ? આમ તાકી તાકીને તો જુઓ છો. પેલા તમારા આયા સે તે

## ખોલકી

ઓળખ્યા કે નહિ તમે?' મેં કીધું: 'મૂઈ ભાભી, તું'ય કેવી બળે-લાને બાળે સે?' 'લ્યો લ્યો ત્યારે બતાવું તમને' એવું બોલી ભાભીએ બારી ઉઘાડી નાખી. નીચે ભાયડા વાતોમાં પડયા હતા એટલે કોઈએ અમારા ભણી ભાળ્યું નહિ. પછી આંગળી ચીંધી ભાભી બોલી 'જુઓ પેલા.' મેં કીધું: 'ચિયા?' ત્યારે ભાભીએ કીધું: 'પેલો ગળાનો હૈડિયો મોટો ખારેક જેવો દેખાય સે ને તે. હાં, જો. આ હમણેં ગડફો કાઢયો તે.' મેં જોયું. એમણે ખોં ખોં કરીને મોટો ગડફો કાઢયો અને પગ વતી તેના પર ધૂળ વાળી. એક કૂતરું પૂંછડી પટ-પટાવતું એમની કને આવ્યું તેને એમણે 'હટ સાલા' કહી પગના જોડાની અણી મારી. કૂતરું ચેંઉ ચેંઉ કરતું નાઠું એટલે બધાય ભાયડા હસી પડયા.

પછી નરભો વાળંદ હુક્કા ભરી લાવ્યો અને બધા પીવા મંડયા. ત્યાં મારા બાપાએ બૂમ પાડી: 'પાણી લાવજો, વહુ.' એટલે ભાભી પાણી આપવા નીચે ગઈ અને છૈયાને મારી કને મેલતી ગઈ. છયાને રમાડતાં રમાડતાં મેં બારીમાંથી જોયા કીધું. પીતળના પત્તાલામાંથી બધાને નરભે પાણી આપ્યું. એ નવા જમાઈ કહેવાય એટલે એમને પહેલું પાણી ધર્યું. એમણે ઊંચે પવાલે પીધું ત્યારે એમના ગળાનો હૈડિયો ઊંદરડી પેઠે ઊંચોનીચો થતો હતો. પાણી પી એમણે લાંબી સૂપડી જેવી મૂછો બે ય ભીના હાથવતી જરા જરા પલાળીને આમળી અને પછી ખોંખોં કરવા લાગ્યા. વાળંદે એમને હુક્કો આપ્યો તે એમણે લીધો અને એક ઘૂંટડો પીને મોઢામાંથી ધૂમાડો કાઢતા બોલ્યા કે, 'અરે નરભા રાત, આજે તો તમારો હાથ જોવો છે જરા. બપોરે બેસીશું આપણે.' અને પછી નવરો હાથ એમણે ઊગી ગયેલી દાઢી પર ફેરવ્યા કીધો અને આંગળીવતી બાલ ખેંચવા લાગ્યા. હુક્કો પીને એ ઊઠયા, કોટ ઊતાર્યો અને ધોતિયાનો કછોટો માર્યો હતો તે એક

છેડો કાઢયો અને જોડા પહેર્યા અને નરભા વાળંદને પૂછ્યું કે 'રાત પેશાબ સારુ કેણી ગમ જવાનું ?' નરભે હસીને કીધું : 'જાવ ભિયા, ઘર પાછળના વંડામાં.'

એ ગયા પછી ખાટલા પર એમનું ફાળિયું પડયું હતું તે નરભા વાળંદે ઉપાડયું. ફાળિયામાં એમણે રાતો પટ્ટો ખૂબીથી આડો ખોસ્યો હતો તેના પર હાથ ફેરવતો નરભો વાળંદ બોલ્યો : 'ભિયા તો જબરા શોખીન દેખાય છે.' અને એમના કોટના ખિસ્સામાંથી જરાજરા દેખાતો લીલો રૂમાલ તે કાઢવા જતો હતો ત્યાં મારા બાપાએ એને વાર્યો કે 'રહેવાદે નરભા, કોઈની ચીજો ફેંદાય ના.' પછી મારા કાકા આવ્યા અને બોલ્યા કે, 'ચાલો ઉઠો, મુખીને ત્યાં બધાને ચા પીવા જવાનું છે.' અને હુડુહુડુ કરતા બધા ભાયડા ઉઠયા અને ચપોચપ ફાળિયાં માથે મેલી દીધાં અને હીંડવા માંડયા. અને કોઇનેય યાદ તો રહ્યું ના કે એ તો પાછા રહી જાય છે.

એમનો ફેંટો અને કોટ ખાટલા પર પડયા હતા. હું મારે બારીએ બેઠી બેઠી જોયા કરતી'તી. પેશાબ કરી એ આવ્યા અને કોટ પહેરતાં પહેરતાં એમણે બારી ભણી જોયું અને મેંય જોયું, અને મને કંઈ કંઈ થઈ ગયું. પછી એમણે પાછો બધો ફેંટો છોડી નાખ્યો અને સફાઈથી ધીરે ધીરે બાંધવા માંડયો. અને ડોકું તિરકસ રાખી મારા તરફ જોતા જાય અને ફેંટો બાંધતા જાય. મને થયું કે લાવ નાસી જાઉં પણ કોઈ એટલામાં નહોતું એટલે હું બેસી રહી અને ભાળ્યા કીધું.

પછી એમણે ફેંટો બાંધી લીધો અને કોટ પહેર્યો, ગજવા પરની ગડી હાથથી સાફ કરતાં કરતાં એમણે બટન બીડયાં અને ચાંદીની સાંકળીવાળાં ખમીસનાં બટન જરા ઢંકાઈ ગયાં હતાં તે દેખાય એમ કર્યાં. ખિસ્સામાંથી લીલો રૂમાલ કાઢી મોઢું લૂછ્યું અને પીતળની

ભોળીવાળી લાકડી જમણા હાથમાં ઝાલી ડાબા હાથે રૂમાલ ગજવામાં ઘાલ્યો, અને ખોંખારો ખાઇ મારા ભણી જોવા ગયા, ત્યાં એમને હાંસો ચડયો. ઘડી વાર ઉભા ઉભા એમણે હાંસ્યા કર્યું, પછી એક સામટા બેચાર વાર થૂંક્યા. અને તેના પર જોડાવતી ધૂળ વાળી. અને મારા ભણી જોવા માથું ઊંચું કર્યું અને મેંય જોયું તો એમની આંખમાં થોડું થોડું પાણી આવ્યું હતું. પણ એમણે તો જોયાજ કર્યું અને પછી ચાલ્યા. એ દેખાતા બંધ થયા એટલે હું ઝબકી અને બારી વાસી દઇ નીચે જવા મંડી.

ભાભીના છૈયાને કેડમાં ઘાલી હું દાદરાનાં બે પગથીયાં ઉતરી ત્યાં તો ભાભી પહેલે પગથિયે દેખાઈ. મને ઉતરતી ભાળીને તે બોલી: 'ચ્યમ ચંદનબા ઉતર્યાં? ચાલો, ચાલો બેસીએ ઘડી વાર.' મેં કહ્યું; 'ભાભી તુંચે ચેટલી બધી મોડી થઇ?' ભાભીએ કીધું: 'ચંદનબા જે થાય તે સારાને સારુ?' અને મારી કેડમાંથી એનો છૈયો એના ભણી અડધો લટકી પડયો હતો તે એણે લઇ લીધો અને પછી અમે બેય જણ બારીએ જઇને બેઠાં.

ભાભીનો છૈયો બારીનો કઠેડો ઝાલી, એક હાથની હથેલી પહોળી કરી, તાતા કરતો કરતો કાગડા બોલાવા મંડયો. ભાભીએ મને પૂછ્યું: 'ચ્યમ ચંદનબા, ઓળખ્યા ને તમે?' મેં કીધું: 'ઓળખ્યા બૂન.' હું એકલી હતી ત્યારે તો મેં તાકી તાકીને જોયા કીધું હતું, પણ હવે કોણ જાણે કેમ મને શરમ આવવા મંડી. હું આડુંઅવળું જોવા જતી હતી ત્યાં ભાભીએ પૂછ્યું: 'ઓળખ્યા તો બરાબર ને? પહેલા મૂરતિયા કરતાં સારા છે ને?' મેં કહ્યું: 'એમાં આપણે વળી શું સારા નરસા? જે મળ્યું તે ખરું!' ભાભીએ કીધું: 'તે પછી ના ગમ્યા તો?' ત્યારે મારાથી હસી દેવાયું અને હું બોલી: 'નહિ ગમે

તો તું બદલાવી આપીશ ?' ત્યારે ભાભી ય હસી પડી અને બોલી: 'હવે હમણાં જે છે તેને તો વાપરી જુઓ. પછીની વાત પછી. સારા ઘરનો મનીષ છે. એની પહેલી બાયડી ત્રણ છોકરાંની મા થઈને મરી ગઈ. અને બીજી તમારી જેવી બાળરાંડ મળી.' મેં કીધું, 'પેલી છોકરાંવાળી અને હું બાળરાંડ તેમાં વધારે શું આવ્યું ?' એટલે ભાભી હસીને બોલી : 'ચંદનબા, તમે કયે દહાડે સંસાર માંડયા છે તે તમને ખબર પડે ? આ મારો સો સો વાનાંનો પરણ્યા કેડે દશ વરસ કેડેનો છૈયો,' એમ બોલી એણે છૈયાને ગોદમાં લઈને દાબ્યો.

એવામાં પડોશણે બૂમ પાડી એટલે છૈયાને મૂકીને તે નીચે ગઈ. મેં એના છૈયાને ગોદમાં લીધો. એણે ભૂખ્યો થયો હોય તેમ મારી છાતીમાં માથું મારવા માંડયું. એટલે મેં એને સામા પીપળા પરનો મોર દેખાડી છાનો રાખ્યો. હવે દીવાવેળા થવા આવી હતી, અને ભાભીનો છૈયો તો ઝાઝું ને ઝાઝું રોતો હતો. એનું રોવું સાંભળી ભાભી નીચેથી બોલી કે 'એને રાખજો ચંદનબા, આ દીવો પેટાવીને હું આવી.' પછી તરત નીચે દીવો સળગ્યાનો ચમકારો થયો અને ભાભી ઉપર આવી. મારી કનેથી છ્યાને લેતાં લેતાં બોલી 'પારકું છૈયું રોવાડયા કરીએ તો ખવાડીએ ના ?' પછી છૈયાને ધવડાવવા માંડી. અને ખૂબ તોફાનમાં આવી હોય એમ એણે આંખો નચાવા માંડી અને બોલવા જાય અને વળી રહી જાય. પછી એમ કરતાં કરતાં બોલી : 'કહો, એક વાત કહું તો શું આપશો ?' મને હસવાનું મન થયું : 'જેવો માલ તેવું મૂલ.' 'ત્યારે તો હું કમાવાની.' એમ બોલી ભાભીએ છૈયાને એક થાનેથી બીજે થાને ફેરવ્યો અને કહ્યું : 'આમ કને આવો ત્યારે.' હું કને ગઈ ત્યારે એણે કીધું : 'હજી કને, મારા મોઢા આગળ કાન લાવો.' મેં એમ કર્યું ત્યારે એણે છૈયાને માથે ટેકવેલો હાથ છૂટો કરી બે ય હાથે મારું માથું પકડયું અને ધીરેથી બોલી :

'બિચાએ તમને રાતે બોલાવ્યાં છે.' અને મારા ગાલ પર એણે ચચરે એવી ચૂંટી ભરી. મારૂં રુંવેરુંવું ઊભું થઈ ગયું. મને ગભરાયલી જોઈ ભાભી જ બોલી : 'જશો ને ? અને હવે મારૂં મૂલ. જે બને તે મને રજેરજ કહેવાનું.'

અને હું ગઈ. જનજનાવર જંપી ગયું ત્યારે ભાભીએ મને ઉઠાડી, 'ચંદનબા, પાડોશણે વાડાનું બારણું ઉઘાડયું છે.' અને અમે બેય જણીઓ વાડામાં નીકળી. ભાભીનો છૈયો ઊંઘતો હતો તે જરા સળવળ્યો પણ પાછો ઊંઘી ગયો. અંધારી રાત હતી. પાડોશીનો અને અમારો વાડો સહિયારો હતો. હરણીઓ આથમવા આવી હતી. બધાં ય ઊંઘતાં હતાં. ભાભી આગળ થઈ અને બોલી : તમે ચંદનબા નસીબદાર. અમારે તો ઘરબાર માવતર છોડી આટલે દૂર આવવું પડયું. તમારે તો ઘેર બેઠાં ગંગાજી આવ્યાં.' અને અમે પાડોશીના બારણા કને ગયાં ત્યાં બારણું ઊઘડયું અને પાડોશણે ડોકું બહાર કાઢયું, ને ધીરેથી બોલી : 'આવો.' પછી અમે અંદર પેઠાં.

પાડોશણનો ધણી પરગામ ગયો હતો અને એને છૈયુંછોકરું હતું નહિ. બે જણ એટલે ઘરમાં કચરો પૂંજો પડે નહિ અને કશું વેરણ-છેરણ થાય નહિ. છોકરાં વિના સીઝાઈસીઝાઈને પાડોશણ દૂબળી જેવી થઈ ગએલી. બે જીવ એટલે ઘરમાં કશું ઝાઝું રાચરચીલું પણ રાખે નહિ. લીંપેલો ઓરડો ચોખ્ખો ચંદન જેવો હતો. ભીંત પર ચાડા પર દીવેલનું કોડિયું બળતું હતું. એક ખૂણામાં ખાટલો અને બીજા ખૂણામાં ઊભો દાદર હતો. ખાટલા પર ભૂરૂં લૂગડું પાથર્યું હતું. 'આવ્ય ચંદન, આજે તો મને ઊંઘજ આવતી નથી' એમ કહી એણે છીંકણીની દાબડી કાઢી અને ભાભી ને એણે બે ય જણે ફડાકા લેવા માંડયા. પછી પાડોશણ પાણી પીવા ઊઠી. મેડાપર કોઇ ખાંસી ખાતું સંભળાયું.

ભાભીએ મને કહ્યું : 'ચંદનબા, સવારે વહેલાં આવજે.' અને હું મૂંગીમૂંગી બેસી રહી. પાડોશણ પાણીનો લોટો અને પવાલું ભરીને લાવી અને મારી કને મેલ્યું, 'આ લેતી જજે તારી સાથે, ઉપર ખૂણામાં ચોકડી છે તે તો તને ખબર છે.' ભાભીએ ઉંચા હાથ કરી આળસ મરડી. 'ઊંઘ આવવા મંડી બળી, ચાલો સૂઈ જઈએ,' અને ભાભી ઉઠીને ધીરે પગલે ચાલી ગઈ. પાડોશણે બારણું બંધ કર્યું અને ખાટલા ભણી વળીને બોલી, 'બોન, તારે ય ઉજાગરો થશે, સૂઇ જા બા, એટલે દીવો ઓલવી નાખું.' અને જાણે મને કોઇ એક મેરથી ધકેલતું હોય અને બીજી મેરથી ખેંચતું હોય તેમ હું ઉભી થઈ અને લોટોપવાલું મેં લીધાં અને દાદર પર ચડી. બે પગથિયાં મારે ચડવાનાં રહ્યાં એટલે લૂગડાની એક ઝપટ સંભળાઇ અને નીચે અંધારું થઇ ગયું અને ખૂણામાંથી ધીરો અવાજ આવ્યો કે 'મારી વાંઝણીના ઘરનાં આવાં ભાયગ ક્યાંથી ?'

પછી હું મેડા પર ચડી. સામી ભીંત પર તાકામાં ઘાસતેલનો ખડિયો ભખભખ ધૂમાડા કાઢતો હતો. માટોડાથી ભૂરાટેલી ભીંતો પર દીવાનું રાતું અજવાળું લીંપાતું હતું. આખો મેડો ખાલીખમ હતો. ઊગમણી આથમણી બબ્બે બારીઓ ઉઘાડી હતી. નીચલા જેવો ઉપલો ખંડ પણ વાળીઝૂડીને સાફ હતો. સામે ભીંત કને ખાટલો પડ્યો હતો અને બારી ભણી મોઢું કરી એક પર બીજો પગ ચઢાવી એ ખાટલા પર બેઠા હતા. મેં ચોકડીની પાળી પર લોટો મેલી દીધો અને સોડિયું વાળી દાદર કનેની બારી કને જ હું ઉભી રહી ગઈ.

મને જોઈ ન હોય એમ તે ઊઠયા. ખાંટીએ ભરવેલા કોટમાંથી બીડી કાઢી અને સળગાવી, પછી જાણે કોઈ યાદ આવેલી ચીજ લેવા આવતા હોય તેમ એ મારા ભણી આવ્યા આવ્યા અને મારી

કને ઊભા. મને જાણે જોતા જ ન હોય એમ તે બોલ્યા, 'ચાલ'. અને એમને ખાંસી થઈ, અને થૂંકવા એમણે બારીમાંથી ડોકું કાઢ્યું, ખોં કરીને થૂંક્યા તે ભોંય પર પડ્યું તે સંભળાયું. પછી એ બારીમાંથી ડોકું અંદર લેવા ગયા ત્યાં એમનું મોઢું મારે માથે ઘસડાયું. મારા ભણી જોયા વગર એમણે, મેં સોડિયામાં ઘાલેલો મારો હાથ ઝાલ્યો અને બોલ્યા 'ચાલ.' પછી હું એમની સાથે ચાલી. એમણે હાથની બે આંગળીઓએ પહેરેલી વીંટીઓ મારાં આંગળાંને કચડતી હતી. પછી બોલ્યા વગર અમે ખાટલા સુધી ગયા, અને મને એમણે ખાટલા પર એમની કને બેસાડી.

ત્યાં ફળિયામાં કૂતરાં ભસ્યાં અને બહાર કોઈ નીકળ્યું હોય એમ લાગ્યું. એમણે પૂછ્યું, 'બારીઓ અટકાવી દઉં?' મેં કહ્યું, 'પરોઢનું અજવાળું થાય એની ખબર પડે માટે ઉગમણી બારીઓ ઉઘાડી રાખજો.' આથમણી બારીઓ બંધ કરી એ ખીંટીએ કોટ લેવા ગયા. કોટ લેવા જતાં કોટ પર ભરવેલો ફેંટો પડી ગયો તે એમણે ઠોકર મારી ખૂણામાં ધકેલ્યો અને મારી પાસે બેઠા. પછી કોટના ખિસ્સામાંથી એમણે સિગારેટની ડાબલી કાઢી, દીવાસળી સળગાવાને સિગારેટમાં ચાંપી અને દમ લીધો ત્યારે દીવાસળીની ભડક કરીને મોટી ઝાળ થઈ. એમનું મોઢું રાતું રાતું દેખાયું. અને દાઢી તાજી મૂંડેલી દેખાઈ. મૂછોના આંકડા થોડા થોડા વાળ્યા હતા. અને એમનાં હાડકાં ઊંચાં નીકળી આવ્યાં હતાં.

દસબાર ફૂંક લઈ એમણે સિગારેટ ફેંકી દીધી પછી ખોંખારો કરીને થૂંકી આવ્યા. ડીલ પર પહેરેલી બંડી ઉતારીને એમણે ખૂણામાં ફેંટા પર ફેંકી દીધી અને બેય હાથની કોણીઓ ઢીંચણ પર ટેકવી, હથેલીઓમાં મોઢું મૂકી આંગળાથી દાઢી પંપાળતા બોલ્યા: 'તમારા

નરભા રાતનો હાથ તો સારો, સારી હજામત બનાવી.' હું મારે નીચું ઘાલી સાંભળતી હતી. ત્યાં એમણે એકદમ મને બાથમાં લીધી. એમનું મોઢું મારા મોઢા સાથે ઘસાવા લાગ્યું. એમની દાઢીમાં કોક કોક ઠેકાણે રહી ગયેલા ખૂંપરા મારે ગાલે ખૂંચતા હતા. એમના મોઢામાંથી ધૂમાડાની છાક નીકળતી હતી.

પછી એમને ખાંસી થઈ અને એમણે ખૂણામાં થૂંક્યું. પછી મારા મોઢા સાથે મોઢું ઘસવા લાગ્યા. મારું કાળજું ધબકવા લાગ્યું. તો ય હું એમને એમ બેસી રહી. ત્યારે એ બોલ્યા : 'બહુ શરમાય છે કંઈ?' અને મને જોરથી એમણે દબાવી. એમની કોણીનાં હાડકાં મારાં પાંસળાંમાં દબાયાં અને મને દુખ્યું. મારાથી બોલાઈ જવાયું : 'ઓ!' ત્યારે એમણે કહ્યું : 'બરાબર છે.' મેં કહ્યું : 'મને ઊંઘી જવા દો સીધી, સવારે તો વહેલાં જવું પડશે મારે.' ત્યારે એ બોલ્યા: 'બરાબર છે. લાવ દીવો હોલવી નાખું.' પછી એ દીવો હોલવવા ઊઠ્યા. મારું શરીર સહેજ દુખતું હતું એટલે હું ખાટલામાં આડી પડી. એમણે દીવો એકદમ હોલવી ના નાખ્યો. એમણે બીજી સિગારેટ કાઢી, અને દીવાની જ્યોતમાં ધરીને સળગાવી, પછી મોઢામાં હોઠ વચ્ચે ઝાલી, અને બે ય હાથ કેડે દઈ દીવા સામું તાકતાં તાકતાં ઊભા રહી એમણે એમ ને એમ પાંચ સાત દમ લીધા. બીડેલા હોઠના એક ખૂણામાંથી ધૂમાડા નીકળતા હતા. એમની કરોડ સહેજ વાંકી વળેલી દેખાઈ. એમનાં મોટાં પાંસળાં થોડાં થોડાં દેખાતાં હતાં. એ થૂંક ગળતા ત્યારે ગળાનો હૈડિયો ઊંચો નીચો જરાજરા થતો હતો. સૂપડી જેવી મૂછો હોઠ પર લટકતી હતી.

પછી એમણે હાથની ઝાપટ મારી દીવો હોલવી નાખ્યો અને બધું અંધારું અંધારું થઈ ગયું. તે ખાટલામાં કોણી ગમ આવીને

બેઠા તેની મને ખબર ન પડી. હું માથે હાથ નાખી સૂતી હતી. ત્યાં એમનું મોઢું કોઈ દિશામાંથી આવ્યું અને મારા ગાલ પર એમના દાંત બિડાયા. મારાથી જરાક ચીસ પડાઈ ગઈ. હું એક તરફની ઈસને વળગી સૂઈ રહી હતી. એમનો હાથ મને ખેંચતો લાગ્યો. તોય હું ફરી નહિ એટલે એમણે જોરથી મને ખેંચી. તોય મેં ઝાલેલી ઈસ મેલી નહિ, પછી એમણે ખૂબ જોરથી એક આંચકો માર્યો અને મારા હાથ ઈસથી છૂટી ગયા, અને એ બોલ્યા : 'આમ ફરને, ખોલકી!'

સુંદરમનાં

બીજાં પુસ્તકો



કાવ્યમંગલા

કોયા ભગતની કડવી વાણી

હીરાકણી

રંગરંગ વાદળિયાં

[ હવે પછી ]

વસુધા

કાવ્યસંગ્રહ

હળવા કાવ્યોનો સંગ્રહ

વાર્તાસંગ્રહ

દક્ષિણ ભારતનો પ્રવાસ



